# [illegible] રા!

યાને

# ખુશબખ્ત અને ખુશચેહેર.



નાટકગુરૂ શેકશપીઅરના કરેલા કરૂણારસ ખેલ
"સીમબેલીન" ઉપરથી દેશી શોખને
અનુસરતા ફેરફારો સહિત
ઉપજાવી કાઢેલો

**નાટક ૩ અંકી.**

—:o:—

બનાવનાર
બહમનજી નવરોજજી કાબરાજી,
"ખુશરો અને પરીચેહેર," "ઝેબનેઝર અને શીરીન" "દેલજંગ દલેર,"
"કાવલાની કાંહાંણી" ઈત્યાદિના કરતા.

મુંબઈ:

# દીબાચો.

---

માહાન નાટકગુરૂ શેકશપીઅરના સર્વોતમ ખેલો "હેમલેટ" અને "ઑથેલો"ને "ફુરાંમઝ" અને "કાચા કાનની ખરાબી" ને નામે નાટકની શૌકીન ગુજરાતી પ્રજા સામે રજુ કીધા કેડે એજ સર્વોતમ ઈંગ્રેજી નાટકકારના ત્રીજા એક તેટલાજ મનપસંદ ખેલને અમોએ અમારી અદના કલમ માટે પસંદ કરી કાઢયો છે, અને તે 'સીમબેલીન'નો જાંણીતો ખેલ છે. શેકશપીઅરના ખેલોનાં નાટકરૂપી ભાશાંતરો ગુજરાતીમાં રજુ કરવાનો જોખમ અમારાં ધ્યાંનમાં છે, અને તેમ છતાં જ્યારે અવાર નવાર લખાયલા અને તખ્તા ઉપર રજુ થયલા અમારા બીજા નાટકો અને ફાર્સોની હરોલમાં અમો એ શ્રેઠ નાટકકારના નાટકો ઉપર પણ અમારી કલમ કાંઇક અજમાવવાની હીંમત કરીએ છીએ, તો તે ફકત સુગ્ન શોકીન પ્રજાની અમારી એ જોખમભરી કોશેશ પ્રત્યેની પ્રગટ પસંદગીનુંજ પરીણામ માત્ર છે. ફતેહના કાંઇક સ્વભાવીક વસવસા અને અવિશ્વાસ વચ્ચે અમોએ પેહેલો રજુ કરેલો શેકશપીઅર કૃત નાટક 'હેમલેટ' ("ફુરાંમઝ") નજદીક પંદર વખત એમેચ્યુઅર દોસ્તો મારફત તખ્તા ઉપર રજુ થતાં દર વખતે તમાસગીરોની ઠઠ જોવાને ભાગ્યશાલી નીવડયો હતો, એટલુંજ નહીં પણ અમોએ અમારા "કાચા કાનની ખરાબી" વાલા નાટકની પ્રસતાવનામાં સમજાવ્યું છે તેમ જે કુલવાંન અને આગેવાન કુટુંબોમાં નાટકની છીટ તેવાં કુટુંબના માનવંત વડીલો એક વાર પોતે અમારો તે નાટક જોઇ ગયા કેડે પોતાનાં કુટુંબ અને બચ્ચાં સહીત બીજી વાર વગર તેડવે આવીને અમોને માન આપી ગયા છે.

વળી તેજ પ્રકારે એજ નાટકકારના નાટકો માંહેલી અમારી બીજી પસંદગી જે "ઑથેલો" ("કાચા કાનની ખરાબી"નો ખેલ) તે પણ વરતમાન પત્રો અથવા એવીજ બીજી કશી પણ ચીકાસદાર સીફારસના ઊંચકા વગર શોકીન પ્રજામાં એટલો ભારે આવકાર પાંમ્યો કે તેની ચોથી અને પાંચમી નાઇટો વખતે ટીકીટ આફીસ પર એક મસ મોટી ધમાલ પડી હતી, અને ગેએટી જેવાં કુસાદે ઠીએટરના દરેક વર્ગની દરેક જગ્યાઓ ખપી જવે સંખ્યાબંધ કુટુંબોને તે બંને વાર નાશીપાસ થઇ પાછું ફરવું પડ્યું હતું. એ સઘળું એ અમારી જોખમભરી કોશેશો ફતેહમંદ નીવડવાની ૧ પેદા કરનારી એક જાહેર જામીનગીરી છે, અને તેમ થવાથી એજ

નાટકકારનો એક ત્રીજો નાટક અમોએ અજમાવી જોવા હીંમત કરી છે, જે આગલીજ ફતેહ જોવાને નશીબવાંન નીવડશે એમ માનવાને અમને હવે હીંમત અને વિશ્વાસ છે.

પણ એ અમારી ફતેહની માંફ થવાજોગ મગરૂરી સાથની નોંધની હરોલમાંથી અમો અમારા બીજા નાટકોને બાકાત રાખવા રાજી થતા નથી. શેકશપીઅર કૃત નાટકોથી અલગ બીજા નાટકો નામે "ખુશરો અને પરી ચેહેર" તથા "જુગાર" જે સંખ્યાબંધ વખત તખ્તા ઉપર રજુ થવા પાંમ્યા છે તે બંને એ ઉપલા નાટકો પેઠેજ શોકીન પ્રજાએ ફતેહમંદ તરીકે એક અવાજે બાહાલ રાખ્યા છે એ અમારો પરમ સંતોશ છે. પ્રજા મત પ્રબળ છે, અને તેથી વરતમાન પત્રોના અધીપતીઓનાં મતો અને સીફારસો સોહોધવાના પછાડા માર્યા વના અમો શોકીન ગુજરાતી પ્રજાનાં મતમાં આશરો સોહોધવાને હંમેશ રાજી થયા છીએ, અને દરેક નાટકમાં દરેક વખત તેમ કરતાં અમોને જરાએ નાઉમેદ થવું પડયું નથી, અને અમારા નાટકો ને ફાર્સો એકસરખી રીતે લોક પ્રીય થઇ પડ્યા છે તેની નોંધ લેવાને અમને અતરે સ્વભાવીક ખુશી પેદા થાય છે.

છેલે, આ "વફા પર જફા" નો નવો નાટક અમારા આગલા સર્વ નાટકો પેરે સંસારતું ફકત એક તમામ સાદું ચિત્ર છે. તેમાં એક ઓરતની અંતવેરની પાકીજગી અને વફાદારી નાટક વાંચનાર તેમજ જોનારનું એક સરખું ધ્યાંન રોકશે, અને તે ઉપરાંત કાચા કાનની ખરાબી, મુરખાઈ ભરેલી સરતોના જોખમો વગેરે વગેરે એકથી અનેક પ્રકારની ઘણીક ઉપયોગી સંસારી ચાનક જેમ એના અસલ કરતાએ રજુ કરવાની ફતેહમંદ કોશેશ કરી છે તેજ ફીસમે દેશી શોખને અનુસરતા ફેરફારો સહીત અમો તેને ગુજરાતી પ્રજા હજુર ગુજરાતીમાં રજુ કરીએ છીએ, અને અમોએ ઉપર કહ્યું તેમ તે અમારા આગલા સઘલા નાટકો પેરે લોકપ્રીય થઇ પડવાને ભાગ્યશાલી નીવડશે એવી અમો ઉમેદ ધરાવીએ છીએ.

બ૦ ન૦ કાબરાજી,
બનાવનાર.

## નાટક પાત્ર.

**તેહેમાસ્પ**.........તખ્તે ખુરશીદનો શાહ.

**ખુશબખ્ત**.........શાહ તેહેમાસ્પને આશરે બચગીથી ઉધરેલો એક નાવારેસ જવાન—ખુશચેહેરનો ખાવંદ.

**આલમગીર** ......રાણી તેહેમીનાનો એક સગો—એક બેવકુફ જવાન.

**બાબક** ............ખુશબખ્તનો વફાદાર અને વિશ્વાસુ નોકર.

**સાહપુર**............ખુશબખ્તના મરહુમ બાપનો એક દોસ્ત.

**હોસંગ** ............તેનો એક દોસ્ત—કાવત્રાંબાજ.

**હોરમજદયાર** ......શાહ તેહેમાસ્પનો ખાશ તબીબ.

**અરદેશીર** .........(ખરૂં નામ માહીયાર.) શાહ તેહેમાસ્પનો દેશનીકાલ પામેલો એક બુજોર્ગ સરદાર—કામયાબ અને રેહેમનને પાલણાંમાંથી ચોરી જનાર.

**બખ્તાવર** .........(ખરૂં નામ કામયાબ.) }
**બહમન**............(ખરૂ નામ રેહેમાન.) } શાહ તેહેમાસ્પના બચગીમાં ચોરાઇ ગયલા અને અરદેશીરને આસરે ઉધરેલા પુત્રો.

**તેહેમીના** .........શાહ તેહેમાસ્પની રાણી—ખુશચેહેરની સાવકી માતા.

**ખુશચેહેર**.........શાહ તેહેમાસ્પની મરનાર રાણીને પેટની બેટી—ખુશબખ્તની મોહરદાર.

**દેલાવરતન**.........સેતાબગરનો શાહ.

**જામાસ્પ** .........તેનો વડો સરદાર.

એ ઉપરાંત નકીબ, પેગામચી, દરબારીઓ, ઉમરાવો,
નોકરો, સીપાઈઓ, વગેરે, વગેરે.

**સ્થળ**—તખ્તે ખુરશીદ, શેહેરે સીમ, શેહરે ગુલઆબ, સેતાબગર, વગેરે.

---

# વફા પર જફા!

યાને

# ખુશબખ્ત અને ખુશચેહેર.

## અંક ૧ લો.

### પ્રવેશ ૧ લો.

સ્થળ—તખ્તે ખુરશીદ.

(શાહ તેહેમાસ્પના મેહેલનો બાગ. ખુશચેહેર વિલાપ કરેછે. ખુશબખ્ત તેને ધીરજ આપે છે.)

ગાયણ.

"હમે દેખ લેવો ઓ પ્યારી મોહન્યા."—એ રાહ.

ખુશબખ્ત—

નહીં ગમ કર તું, અએ પ્યારી મોહનીઆ,
ઓ પ્યારી મોહનીઆ, માહરી મોહનીઆ.—નહીં ગમ.
મુખ ના કુમલાવ તું, દીલ ના દુખાવ તું,
કમ કર ગમ, દુઃખ વીસારી મોહનીઆ.—નહીં ગમ.
રેહમી રહીમ તે આપી યારી, પ્યારી,
મેલવશે સેતમ કુલ નીવારી, મોહનીઆ—નહીં ગમ.

ગાયણ.

"લે ચલો મુજકો ઉધર મેરા જીધર હયે આકા".—એ રાહ.

ખુશચેહર—

તુંજ વન મન મારૂં કેમ હું મારૂં, કેહ વહાલા?
તુંને હું મનથી મારાં કેમ વીસારૂં, કેહ વહાલા?—તુંજ વન.

તું ભરથાર, તું આધાર, તું સરદાર, તું છે,
વગર તું કેમ હું ધીર ધરૂં, કેહ વહાલા?—તુંજ વન.
છોડી તું ના જા મને, સાથે લઇ જા ખાવંદ,
વગર તું કેમ ટકીશ વારૂં, કેહ વહાલા?—તુંજ વન.

**ખુશબખ્ત**—(સમજાવીને) નહીં મારાં જીગર, જરા સમજ. મારા સાથ તારાં આવવાથી બગાડ વધુ થશે, તારો છેરાયલો બાપ વધુ ખીજવાશે, અને કોઇ દહાડે બી તેને વીનવીને તેના પાક આશીરવાદ ચાહવાની આશ આપણાં જીગરમાં જેવી રીતે પેદા થઇ તેવીજ રીતે મરી રેહશે.

**ખુશચેહેર**—(રડતી) ખુશબખ્ત મારા ખાવંદ, નેકાથી એક થયાને વાર થયો નથી તેટલાં મારા જુલમી બાપના કોપનો તું નીરદોશ ભોગ થઇ પડયો છે. અરેરે, તું એકલો અનાથ કોણુને આશરે જશે–કયાં ભટકશે?

**ખુશબખ્ત**—તે વિશે તું બીલકુલ બેફીકર રહે, મારી દેલરૂબા. કયાં જવું તે મેં આગમચથી નક્કી કીધું છે. અગર આ તખ્તે ખુરશીદની ધરતી મને ઠાગ આપતી નથી તો અતરેથી દુર દરાજ શેહરે ગુલઆબ ખાતે મારા ગરીબ જીન્નતગુજીન બાપના દોસ્ત શાહપુરનું મકાન છે, અને જમાનાનાં ચક્કરે તેનો દહાડો આજે બુલંદ બનાવેલો છે તો તે મને તેનાં મકાંનનો ઓથો આપવાને ના પાડશે નહીં. તે અસલથી દયાલુ છે, અને તેવા એક દોસ્તની હસ્તીની મારી બીનમાહીતગારી વચ્ચે રોશન તાલે મારાં કે હવણાંજ થોડુંએક પર તેનું આ શેહેરમાં આવવું થયું હતું, અને ત્યાં પીછાંણુ નીકલતાંજ તેણે મને ઓજરખાહીભરી મમતાથી પોતાનાં મકાંનમાં મેહેમાન આવવાની અરજ ગુજારી છે. મેં તેને મારો કમનસીબ હાલ વીગતે લખ્યો છે, અને જો જગતમાં ગરીબ અને નાવારેસ નીવડવું એ એક મોટું પાપ નહીં હોય તો મને માનવાને કારણુ છે કે વગર વાંકે હું તારા શેહનશાહ બાપની જે ઇતરાજીમાં આવી પડયો છું તેમાંથી બચી નાહસવાને મને દુન્યાનાં એકાદ ખુંનામાં જગ્યા અને મારાં પેટ પુરતું ખોલી ખાવાને મારાં બાજુનાં બલે કાંઇક સાંધણો જડી શકશે.

**ખુશચેહેર**—અને તોપણુ સદા આપણા દહાડા છતી હૈયાતીએ રંડાપા ને જુરાપાના જશે તે મારાથી કેમ ખમાય? અરેરે, ફરી પાછાં મલવાની હવે આશા કયાંથી રેહશે? તારાં અતરેથી જવા પછી મારો ઘાતકી બાપ પેલા બુઅખ આલમગીર સાથે મને પરણાવાનો જુલમ કરશે, તે જુલમીઓનાં ભેગાં જોર સામે, કહે વ્હાલા કે, હું કેમ ટકી શકીશ? (રડે છે.)

ખુશબખ્ત—તે કીરતાર તેમ કરવાને તુંને યારી આપશે, અને હવે એ દેલજાંન દેલરૂબા તું મને મીઠાસથી હસી રૂખસત કર, કે તારી સોહાંમણી સુરત વનાની મારી સીહા અને ગમખાર મંજલમાં મને લગાર પણ સુખભર્યો સધ્યારો રહે.

ખુશચેહર—તું જા કેહતાં મારી જબાં કપાઇ જાય છે, અને મારી છાતી ફાટી જાય છે-તોપણ તું જા, અને કીરતાર તારો રાહનુમાય થાઓ! મારા ભરથાર, તું મારી કશી ફીકર કરતો ના. હું મારા બાપના જુલમી દસ્ત તલે અત્યારથીજ બંદીવાન સરખી છું, અને તોપણ એકજ આશાથી એ સઘલા સેતમો અને સંતાપો વચ્ચે મારો જીવ ટકી રેહશે, અને તે આશા કોઇ દીવસબી તારા રોશન દીદાર આ આસુંઓથી આંધળી થઇ જતી મુજ ચશમોએ જોવાની છે. તું જા, અને સદા એકજ યકીનથી ને એકજ પ્યારથી આ ઘાંટીમાંનો પ્રાણ કબ્જ થઇ જશે ત્યાંવેર હું તારી અને તારીજ છું. (રડે છે.)

ખુશબખ્ત—આફ્રીન હજારો હજાર અએ મુજ સદગુણી નાર, તું તરફના મારા પાક એતેકાદમાં હું જેમ તે કીરતારની નજરે નજર કહું છું કે હું કદી ફરવાનો નથી, તેમજ તું વ્હાલીના વિશ્વાસ વિશે મારાં મનમાં લેશ દાગ કે દગદગો નથી. હું ત્યાંથી તું વ્હાલીપર રોજ લખીશ, અને મારો સઘલો સધ્યારો અને મારી એકલવાઇ હાલત વચ્ચેનું સઘલું સુખ તું વ્હાલી તરફથી મલતા દીલસોજીભર્યા પેગામો ને પત્રોમાં સમાશે, માટે તું પણ હર રોજ લખી મને આરામ આપજે. અને હવે મને રૂખસદ કર. જેટલી આપણી જીંદગી હજી બાકી હશે તે મુદતની અંતની ઘડી સુધીબી અતરેથી જુદાં થયા પેહેલાં જો આપણે ખેદ કરતાં રહીશું તો પણ જુદાઇનો ફટકો ઓછો જખમી કરનારો લાગવાનો નથી, તો ફરી મલીએ ત્યાવેર છેલ્લી સલાંમ!

(જવા કરે છે.)

ખુશચેહેર—(તેને પકડી) થોભ અરે થોભ, જરા થોભ મારા ખાવંદ. આ વીટી (આપે છે) મારી અતી વ્હાલી મરનાર માતાની મને આપેલી છે તે તું આ આંગલીએ રાખ મારાં જીગર, અને એ ઉપર નજર રાખી તારી મીઠી ચશમો અને યાદમાંથી તારી કમનસીબ ખુશચેહરને એક પલ પણ ખસાડી તેના તરફ બેવફા થતો ના.

(વીટી પેહડાવે છે.)

ખુશબખ્ત—અને ત્યારે તારા કોમલ કર આ પણ એક પાક પ્યારની બેડીથી બંધ કર.—આ પોંહોંચી (પેહડાવે છે) તારા આ ખુબસુરત હાથ ઉપર વધુ શોભા અને વધુ ઇનસાફ પામશે.

**ખુશચેહેર**—અરે પરવરદેગાર! હવે ક્યાં મલીશું? હવે ક્યારે મલશું!
(ધુમ રડે છે.)

**ખુશબખ્ત**—સાવધ મારાં જીગર-સામેથી રાંણી આવે છે.
(તેહમીના આવે છે.)

**તેહમીના**—અએ જવાંન, હજી તું ગયો નથી? તું ભુલ કરે છે. તું ધીલ કરે છે તેથી શાહનો ગુસ્સો તું તરફ વધીને બેવડો થશે ને તેમ થતાં તારાં ગયા પછી તમ વ્હાલાંઓના લાભમાં બોલી તને પાછો બોલાવી લેવાનો જે મારો ઠડાવ છે તેમાં હું ખચ્ચીત નાશીપાસ થવશ.

**ખુશબખ્ત**—હે રાંણી માતા, હું તમારો હેસાંનમંદ છું. આ મારી ગુલબદન દેલદાર હું તમારે આધારે છોડી જાઉં છું. એની સગી મા હમેશગીની ઉંઘમાં ઊંઘે છે, અને તો પણ સાવકી માતા તે પણ માતાનોજ તરીકો છે, તો તે અધીકાર તેટલીજ મમતાથી તમ મેહરબાંન એના તરફ બજા લાવશો એમ માનવાને મને વ્હેમ પડે એમ નથી.

**તેહેમીના**—તે વીશે તું બીલકુલ બેશીકર રહે જવાંન. એ મારી પોતાની બેટી નથી એ ખરૂં, અને હું સાવકી મા છું એ બી ખરૂં, અને તો પણ સાવકી માતાઓ માટે જગતમાં એક કેહેવતની ઢપે જે નરસ બોલાય છે તે સામે હું મારી પીઠ બતાવી મારા દાખલાથી હું તે ખોટી પાડી આપશ.—(બાજુએ) અને તોપણ શાહને મેંજ રસ્તે પાડયો છે, અને મારીજ આગેવાંનીથી તું તેના કોફમાં જતાં આ મકાનમાંથી કાલુ કરે છે તેની તને કેટલી થોડી ખબર છે! શાહને મેં હયાં પણ તેડયો છે તે હજી —પણ તે આવે છે. લગાર ડાહાપણનો ફરેબ ચલાવાને અને આ દુકતીને વ્હાલી થઇ પડવાને આ નવી તક છે. (મોટે) અએ ભલા જવાંન તારી નેક કેરદાર ઓરતને શાહએ મારી દેખરેખ હેઠલ નજર કેદ રાખી છે તે એવી મકસદથી કે તું હયાંથી જાય તે પેહેલાં એને મલી શકે નહીં, અને તોપણ જો આટલો વાર વેર મેં તમને મલવા દીધાં છે તો મારે એટલીજ ઉમેદ ચાહવી છે કે વધુ વાર થતાં તમો વધુ સંકટમાં ને હું ઠપકામાં—(અંદર જોઇ) પણ ઓ આફત! દીકરી ખુશચેહર, તારો પીતા પોતે હયાં ગુસ્સાથી ઘેલો થએલો જેવો ધસી આવતો જણાય છે!
(શાહ તેહેમાસ્પ અને ચાર દરબારી આવે છે.)

**તેહેમાસ્પ**—(ઘણાજ ગુસ્સાથી) કેમરે અએ બદખસલતી નીમકહરાંમ ચોર, હજી તું તારાં નેહેસ્ત કદમથી મારાં મકાનને વધુ અપવીત્ર બનાવાની હીંમત કરે છે? નાબુદ થા, કાલુ કર, દુર થા.

**ખુશબખ્ત**—અએ નેકકેરદાર શાહ, એક બાપને છાજતી મમતાથી તું નેકખાહે તારી માયાના સાહયા હેઠલ મને આજવેર ઉછેર્યો, અને જે થોડા ઘણા સદગુણો ધરાવાનો હું ફાકો રાખી શકું તે સદગુણોની શોભાથી તેંજ હું નાવારેસને હસતો કીધો છે, તો (ગુઠણપર) હજીબી દયા કર. તારી ચેહરેનમુન બેટી મારાપર ફીદા છે, અને તેવાજ એક ખરા પ્યારથી હું એ અબલાને ચાહું છું તો દોલતના દુન્યાઇ હવસોને ખાતર અમારાં જોડાંને તારા પ્યારભર આશીરવાદોથી નહીં નવાજવાનો ઉંધાડો ગેરઇન્સાફ તું અમને ના કર એવી મારી ઓજરખાહી ભરી મીનતજારી છે.

**તેહેમાસ્પ**—(ઘણોજ ખીજવાઇ) અરે! જેની સામે અને જેની મરજી સામે એક સુખન તો શું પણ સુખનનો ધુંવો મજાલ હોઠ બાહેર કાઢવાની કદી કોઇએ હીંમત નહીં કરેલી, તેની સામે તું નીમકહરાંમ ચંડાલ આ જબાંદરાજીથી ફાવી જવા તૈયાર થયો છે!

(તેને ધસીને ખંજર મારવા જાય છે—દરબારીઓ વચ્ચે પડે છે.)

ગાયણ.

"નહી ગમ કરો તુમ સહેનાજ"—એ રાહ.

**દરીબારીઓ**—

ખાંચ હાથ તારો, તું ખાંચ હાથ તારો,
તું ખાંચ હાથ તારો, અએ સરફરાજ શાહા!

**ખુશચેહર**—

ઓ પીતા, ના વરસાવ તું,
મુજપે સીતમ એ ભારી;
ના રૂઠ તું અમપે એટલો,
માગું અરજ ગુજારી!—ખાંચ હાથ.

**ખુશબખ્ત**—

ગર જાવું મારૂં અહીંથી,
છે તારૂં એક ફરમાંન;
તો જાઉં છું ખુશીથી,
સમજ અએ શાહ મેહરબાન.—ખાંચ હાથ.

**તેહમાસ્પ**—(લગાર નરમ પડી) તો ઠીક છે, તું તારૂં નેહેસ્ત કદમ આ ઘડીએ અતરેથી નાબુદ કરી જા.

**ખુશબખ્ત**—(જતો જતો-ગમગીનીથી) હું જાઉં છું, અને જેઓનાં હું જન્મ સુધીનાં એહેસાંનમાં છું તેઓપર હજારો દુવા કરી, તથા જેને

હું મારા જીવ કરતાં હજાર દરજજે વધુ ચાહું છું તેનાપર તે દસ્તગીરની દયાની આજીજી સાથ જાઉં છું. (જતો રેહે છે–ખુશચેહેર રડે છે.)

**તેહમાસ્પ**—(ગુસ્સાથી) રૂંધ તારૂં, અએ નારવા દુકતી.

**ખુશચેહેર**—(રડતી) હે બાપ, હવે તું તારાં જીગરને વગર અગતના ગુસ્સાથી નાહક અજાબ ના આપ. તારા ગુસ્સાની હવે મને કશી કનવાર નથી.

**તેહમાસ્પ**—અરે આ કેવી નાફરમાની ને નાતાબેદારીના સુખનો આજે હું સાંભલું છું–અને તોપણ અએ કમઅક્કલ દુકતી, તું જોઇ નથી શકતી કે મેં તારો સંસાર ધુલ મલતો અટકાવ્યો છે?

**ખુશચેહેર**—બલકે તેમાં નહીં ઘટતી ધુલભરી તેને ખરાબ અને ખોહાર કીધો છે.

**તેહમાસ્પ**—તું એક નારવા કંગાલ ભીખારી સરખા તુક્કડખોરસે પરણી શું મારાં તાજ અને તખ્તની એબ થવા માંગે છે? જેને રસ્તેથી ઉપાડી પાલવા જેવું મેં કીધું તેવા એક નાવારેસ ભીખારીને તારો હાથ નેકામાં આપી મારાં ખાનદાની કુલને તું શું નાપેકાર કલંક આપવા નીકલી છે?

**ખુશચેહેર**—ના, એક સદગુણી અને સાલેસ જવાંનને તારો જમાઇ બનાવી તારાં નામને અને કુલને હું શોભા આપવાનું કરવા માંગું છું.

**તેહેમાસ્પ**—જો તેમ હોય તો હજીબી સમજ. તારી આ માતાનો સગો આલમગીર તારા હાથને દરેક રીતે લાયક છે. તેનું ખાનદાન અમીરી છે, અને તેને ત્યાં દોલતની રેલ છેલ છે.

**ખુશચેહેર**—તો પણ તે પોતે બચ્ચાં જેવો બેવકુફ, બાયલો, હીચકારો અને વગર અક્કલનો છે.

**તેહમીના**—દીકરી તું તેને નાહક ગેરઇનસાફ કરે છે. તું તેનાસે લગાર વાત કરી તો જો. તે મારા સગાને હું એક દીકરાપેરે ચાહું છું અને તેથી મારી રૂબરૂ તેને તું હલકાં વચનો ઓચરી મારી લાગણીઓને ગેરઇનસાફ કરે છે તે તું જોઇ કેમ નથી શકતી?

**ખુશચેહર**—માતાજી મને માફ કરો—પીતાજી, દયા કરો. તે જવાંનને મારો એક ભરથાર જીવતો છતે હું ભરથાર તરીકે જીનહાર કબુલ રાખી શકનાર નથી. હે બાપ ખુશબખ્તને તેં તેની બચગીથી તારાં મકાનમાં ઉછેર્યો છે, અને અમને સાથે રાખી અરસપરસની પરીક્ષા કરી લેવાની તેં જોગવઇ કરી આપી, એટલે જો અરસપરસ અમારી મોહ-

બત મજબુત ગાંઠે બંધાવામાં કસુર કે તકસીર જોઇએ તો અમારી કરતાં તે તારી બાજુએ વધારે જાય છે (દુઃખથી) અરેરે, એક શેહનશાહની બેટી બની જ્યાં દીલ નહીં, મોહબત નહીં—લાયકાત નહીં તેવા એક નાલાયક ભરથારસે જોડાવું, તે કરતાં એક બુરજીગરની બેટી બની એક ગરીબ, નાવારેસ પણ મનપતીજ અને મનપસંદગીના બેહુત ખાવીંદસે પરણવું એ એક ખરો આશીરવાદ છે. તે આશીરવાદથી હું કમબખ્ત બેનસીબ છું.

(રડે છે.)

**તેહમાસ્પ**—બંધ કર એ બકવા. (તેહમીનાને) એ દુકતીને હજીબી તું તારી દેખરેખ અને જાપતા હેઠલજ રાખજે, અને જો એ હજીબી એમ પાધરે પાધરી નહીં સમજશે તો એવી નાફરમાન બેટીઓને તેમના બાપોની મરજીને શરણ થવા ને માન આપવાને કેમ શીખાડવું તે મને સારી રવેસે રોશન છે.

(ગુસ્સામાં જતો રહે છે.—સંધાં જાય છે.)

---

## પ્રવેશ ૨ જો.

### એક રસ્તો.

[આલમગીર અને બે ઉમરાવો આવે છે.]

**આલમ**—(પાંસરાં દાબતો) લુચ્ચો ચોર! હીચકારો હેમક! કંગાલ કરસેવજ! અરે તમો માનશો સાહેબો? મેં તેને એક અછાડની પછાડમાં પટ દઇને ભોંયપર પટકયો, પણ હું હેઠે પડયો તેટલાં તે ચપ દઇને ચટટો થયો, ને મને જરા તરા હાથ ચલાવી તે હીચકારો નાહઠો. હું તેની દુંબાલે દોડયો—

**૧ ઉમરાવ**—નહી નામવર તમો દોડયા નહીં, ભુલ કરો છો.

**આલમ**—અરે હારે યાર, હું દોડવાનું મન કરતો હતો, પણ તેનાં ભાયગ મોટાં જે હું દોડયો નહીં, કેમકે જો દોડયો હતે કેની તો તેનાં હાડકાં પાસરાં દોદરાં કરી તેને અધમુવો કરતે ત્યારેજ જવા દેતે. (પાંસરાં દાબે છે.)

**૧ ઉમરાવ**—(બીજાને–બાજુએ) જબરી ફેંકાફેંક ચલાવે છે હો, પણ આપણેબી ચઢાવી આપ્યેની. (મોટે) હા રે નામવર હા. તમારી એકજ મુક્કીના જબરદસ્ત જરબથી તે જખમી થઇ જતે, અને કદાચ જાનથી બેજાન થઇ માર્યો બી જતે.

**આલમ૦**—(મુછપર તાવ દઇ) અરે હારે યાર! તેથી તો મેં તેને જતો મુકયો! હું પટ દઇને ભોંયપર પડયો કે જાંણે તે જેવો નાહસવા લાગ્યો કેની તેવોજ હું તેની દુંબાલે દોડયો (સુધારીને) અરે મેં દોડવાનું મન કીધું, પણ જોતાં જોતાંમાં કાંઇ નવું જુનું થઇ જાય, અને તે ખુઅખ મારા હાથપર માર્યો જાય તો પેલી રાંણી માતાની મારાપર ઇતરાજી થાય, બલકે વધારે તો એ કે પેલી ચેહરેનમુન ખુશચેહેર મારાં ધારવા પ્રમાણે મારી મોહબતની આગથી બલીને ખાખ થઇ જાય છે તે એવી મારી જનુનભરી અટકચાલી માટે મારાસે કાંઇ નાખુશ થાય! એ સઘલા વિચારોએ મેં તે ભીખારી છોકરાને જવા દીધો.

**૨ ઉમરાવ**—પણ એ બધો બનાવ બન્યો કેમ તે મને નહીં સમજ પડયું?

**આલમ૦**—અરે વાતમાં કાંઇ દમ નહીં રે યાર. હું શાહના મેહેલના બાગ આગલથી પસાર કરતો પસાર થતો હતો, તેટલાં ધસારા સાથે એ ધામધુમ કરતો ફફડેલો ચટકેલો—

**૨ ઉમરાવ**—એ કોણ વારૂં?

**૧ ઉમરાવ**—અરે પેલો ખુશબખ્ત,

**આલમ૦**—હા તે ખાને ખરાબ. તે મને આવીને અઠડયો ને અઠડીને મારા સાથ અઠડી પડયો. મારાં ભેજાંનો કીડો એથી ચવરી આવ્યો, અને મારા હાથમાં સોનેરી મુઠની લાકડી હતી તે મેં ફટ દઇને ફટકાવી કાઢી. આથી તે થોભ્યો, મારા તરફ કાંઇક ધીક્કારના—અરે કાંઇક શું જો—નરમીના દોલા કાઢી ચાલતો થયો. તેની ગરમીમાં આવી હું તેની ગુડે દોડયો ને તેને ગરચીમાંથી પકડ્યો. પણ તે ચંડાલ મારા ગુસ્સાથી થાંભલા જેવો સખત થઇ ઓસ્તવાર ઉભો રહ્યો, ને હવે તેણે મારી ઓચીમાં હાથ નાંખ્યો. હવે અમો વચે ઝપાઝપી થઇ, અને તેની ઝડપમાં મારો પગ સરવાથી હું જમીનપર પડયો. આ મારી ભુલનો તે ચંડાલે હીચકારો લાભ લીધો, બાકી નહીં તો આજે મારા જેવાના હાથમાંથી તે જીવતો જવા પાંમતે એ શું તમો સાહેબો માની બી શકો છો?

**૨ જો ઉમરાવ**—અરે કાંઇ ખોદા ખોદા કરો મારા મેહરબાંન!

**૧ ઉમરાવ**—તેના હાડકાંનો ચુરો ને પાંસરાંનો ખુરદો ને ખીમો કરવાને તમો નામવર શું કોઇબી રીતે કમી હતા? (બાજુએ) હાલ તો સેકાયલાં પાંસરાં તું પોતેજ દાબતો જા.

**આલમ૦**—મારા દોસ્તો, તમોએ દોડી આવી મને તે લુચ્છાની દુંબાલે પડતાં નાહક અટકાવ્યો. હું જતે તો જરા જોવાની મજાહ તો થતે

**૨ જો ઉમરાવ**—(ટકોરથી) તે વીશે તો અમોને જરાબી શક નથી, નામવર દેલાવર જંગદલેર સાહેબ.

**આલમ૦**—બેશક, બેશક, પણ હાલ તો હું રૂખસદ ચાહું છું દોસ્તો. ફુરસદે મલી એ હીચકારાની નામરદીની રમુજ ભરી ટકોર આપણે આગલ ચલાવશું. (પાંસરાં દાબતો જાય છે)

**૧ લો ઉમરાવ**—(ખુબ હસીને) હા—હા—હા! મોરના પીછમાં કાગડો! બાલેબાલ ખુશામતની હવાથી ભરાયલો ને ફુગાયલો છે. બેવકુફીનો બાદશાહ ને અક્કલનો દુશમન છે.

**૨ જો ઉમરાવ**—ને તે છતાં પોતાની પતરાજીનું ગાડું ગગડાવામાં ખાડો ખઓચ્યો જોતોજ નહીં હો! પણ વારૂં એ આલમગીર અને ખુશબખ્ત વચ્ચે શાંની ગરબડ છે?

**૧ ઉમરાવ**—અસલ એમ છે કે એ ખુશબખ્તનો કમનસીબ બાપ શાહા તેહેમાસ્પ તરફથી લડતાં કપાઇ મુવો, ને તેની માતા પણ એને આ દુન્યાની રોશણી બતાવતાંને વાર આ જેહાનથી અસબાબ ઉઠાવી ગઇ, જેથી તેહેમાસ્પને એ નમાયાં બચ્ચાંપર રેહેમ છુટી અને તેણે પોતાની બેટી ખુશચેહેર જોડે બચગીથી તેને પોતાનાંજ ઘરમાં ઉછેર્યો, અને વલી તેનું નામબી તેણીની બેટીનાંજ નામની ઢપે ખુશબખ્ત આપ્યું. એ પછી તેની તરબીએત અને કેલવણી માટે એ ખુશબખ્ત શાહા તેહેમાસ્પનેજ આભારી છે, અને ઉંચી કીસમની સઘલી કેલવણીએ તેને સદગુણોનો ભંડાર બનાવી મેલ્યો.

**૨ ઉમરાવ**—શું ત્યારે ખુશબખ્ત એટલો બધો આપણી વખાંણુને લાયક છે?

**૧ ઉમરાવ**—તેથી બી વધારે. હવે એ પછી શાહાની રાંણી તે ખુશચેહેરની માતા બેહેસ્ત પાંમી અને શાહાએ આ તેહેમીના જોડે બીજી વારની શાહાદી કીધી. એ તેહેમીનાનો આ બુબખ આલમગીર એક દુરનો સગો થાય છે, પણ રાંણી તેને પુત્ર પેરે ચાહે છે અને તેથી એ હીચકારો રાંણીની શેહાદીના પ્રતાપે રાજમાં પગ અને વગ પાંમ્યો એટલુંજ નહીં, પણ રાંણીની સમજાવનોથી શાહાએ પોતાની બેટી ખુશચેહેર જોડે તેના નેકા કરી આપવાનું બી ઠડાવ્યું. હવે ખુશચેહેર અને ખુશબખ્ત અરસપરસ રીદા હતાં, તેઓ તેહેમાસ્પના દસ્તથી છુટાં થવા છુપાછુપ સમજુતીથી

પરણી ચુકયાં, ને પછી તેહેમારપના આશીશ ચાહવા ગયાં, પણ તેહેમા-રપની મમતામાં તેઓ ઠગાયાં. તે ગુસ્સાથી ઘેલો થયો, ને તેણે ખુશ-બખ્તને ભારે ગુસ્સાથી અતરેથી દેશનીકાલ કાઢયો છે, ને હવે ખુશચેહેરને આલમગીરસે પરણવાની જબરી કરે છે. આખી દરબાર શાહની આ આપ-ખુદીથી દુ:ખી છે, પણ કોઇ તેને તેનાં મોંપર એમ કેહેવાની હામ કરી શકતું નથી. આ હીચકારા આલમગીરને સૌ કોઇ ધીક્કારે છે, અને તેની પતરાજી માટે સૌ કોઇ તેનાપર ફીટકાર વરસાવે છે, કે જ્યારે ખુશબખ્ત તેની ભલમનસાઇ માટે રાજમાં અતી ઘણો વ્હાલો થઇ પડયો હતો.

**૨ ઉમરાવ**—પણ ત્યારે શું શાહને કાંઇ પોતાના પેટના છોકરા હતાજ નહીં?

**૧ ઉમરાવ**—હતા તો બે, પણ તેઓ જ્યારે વડો ત્રણ વરસનો ને નાધલો એક વરસનો હતો ત્યારેજ તેમનાં પાલણાંમાંથી ચોરાઇ ગયા, ને તેમની અતીશે જુસ્તેજો કરવા છતાં મુતલગ હાથ લાગી શકયા નહીં.

**૨ ઉમરાવ**—ખચ્ચીત તાજુબી ભરેલું! એક શાહ સરખાના મે-હલમાંથી હજારો દેખરેખ વચ્ચે એ બચ્ચાં ગુમ થઇ ગયાં, ને વરસો થઇ જવા છતાં તેમનો પત્તો લાગો નહીં એથી વધુ તાજુબીની વાત બીજી શું હોય? પણ ચાલો વખત થયો. હવે આપણે જઇશું.

(જાય છે.)

---

## પ્રવેશ ૩ જો.

### ખુશચેહેરનો ઓરડો.

ગાયણ.

"પ્યારસે બદલી કયું નજર તોરી"—એ રાહ.

**ખુશચેહેર**—

હાયરે! નસીબે ન રેહેમ કરી—ટેક.

કરમ કરીમે નહીં રે બતાવી, તન મન બલી જલી જાએ,
બદબખ્તિની શખ્તી અજબ તો, મારી નહીં દુર થાય—રેહેમ કરી૦—હાય રે.
સંકટ હજારો, જુલમગારો, સંગ હમ સંગદીલ જોવાય,
દુ:ખનાં ઝારો, અમ નાચારો, અમથી તે નહીંરે ખમાય—રેહેમ કરી૦—હાય રે.

(ગાયણ પુરૂં થતાં બાબક આવે છે.)

ભલા બાબક, તારા શેઠની સાથે તું નહીં ગયો?

**બાબક**—બાનુ, તેઓએ મને સાથે નહીં લીધો, અને જીદ કરી મને પાછલ રાખી ગયા. તેઓએ આંસુભરી આંખો સાથે મને સમજાવ્યું કે 'હું જો તુંને મારા સાથ લઇ જાઉં તો મારા શરીરમાંના જીવને હું પાછલ મેલી જાઉંછું તેની સંભાલ રાખનાર કોઇ રેહશે નહીં. તેનાં શત્રુ અહીં ઘણા છે માટે તેને તારી સહાયતાની ઘણીક વાર જરૂર પડશે, કે જ્યારે હું તો મારા દોસ્તો વચ્ચે રેહવા જાઉંછું એટલે મને તારી કુમક કે મદદની જરૂર પડનાર નથી.'

**ખુશચેહેર**—નહીં બાબક, તું પાછો જા. તેને કહેજે કે મારી પાછલ મારી સંભાલ લેવાને તારે રેહેવાની કશી જરૂર નથી-તારી ખીદમતની તેને ઘણી અગત જણાશે, માટે તું જા, ને તેને કહેજે (દુઃખથી) રે તેને કહેજે કે તારાં સુખમાં મારૂં સુખ છે તો તું જ્યાંબી હોય ત્યાં સુખી રેહે. મારાં દુઃખની તું કશી કનવાર ના કર. મારો મદદગાર-મારાં દુશ્મનો વચ્ચે મને ટેકવી રાખનાર તે કીરતાર મારે માંથે છે તો બીજાંની મને કશી જરૂર નથી. અરેરે, જે બેટીનો બાપ તેનો શત્રુ થઇ લાગ્યો તે બેટીની ઉપર કુલે દુન્યાજ રૂઠે તો અચરત થવા જેવું શું છે? (રડેછે).

**બાબક**—(ધીરજ આપીને) બાનુ, તમે બેફીકર રહો. તે સાહેબ ઉપર વિશ્વાસ રાખો, આ દુઃખના દહાડા હવે જલદીજ પુરા થશે.

**ખુશચેહેર**—પણ વિશ્વાસુ બાબક, તારા શેઠ અતરેથી ગયા ત્યારે પેલા બેવકુફ આલમગીર સાથ શું ગરબડ થઇ? તે હીચકારા હેમકથી મારા જંગી ભરથારના એક બાલને પણ અલવલ પોંહોંચે એ હું માનતી તો નથી, અને તોપણ તેને હાથ રખેને એ બુગખને કાંઇ ઇજા પોંહોંચતાં મારા પેદરની ઇતરાજી તેના ઉપર છે તે કરતાં વધી જાય તે વિચારથી મને ભારે ડર પેદા થયો હતો.

**બાબક**—બાનુ, એ હીચકારાપર હાથ ઉપાડવાનું મારા શેઠે તો પોતાની હોરમતથી હલકું માન્યું, અને તેથી તેના તાંણાંજાંની ભરેલા સુખનો છતાં તેઓએ અખાડા કરવા માંડયા, પણ જ્યારે તે અખાડાનો એ બુગખે ગેરઉપયોગ કર્યો અને આવીને હાથચાલાકી કરવા માંડી ત્યારે ફકત એકજ આંચકા સમેત એ લોંખડી સરખા નાતવાંનને ભોંયપર પછાડયા વના તેઓને ચાલ્યું નહીં. તમો પાસેથી વિદાય થતાં મારો એ ભલો શેઠ દુઃખથી ગલતાં દીલ સાથ ચાલી જતો હતો તેટલાં એ તમારી રાંણી-માતાનો સગો આલમગીર પાસેના બાગમાંથી નિકળી આવ્યો, અને જાંણી જોઇને તેઓસે અઠડયો. મારા શેઠે અખાડા કરવા માંડયા,

ત્યારે તે હીચકારાએ એક ડગલું આગલ વધી ગાલ ગલોચ કીધી, અને વલી તેથી નહીં ધરાતાં હજી ખુશબખ્તને ગુપચુપ આગલ વધતો જોઇ તેણે આંગપર આવી હાથચાલાકીની પોતાની હોસ્યારી બતાવા માંડી, જેથી અંતે પોતાનાં કુવતનો તે હીચકારાને સેહેજ ખ્યાલ આપ્યા વના તેઓને ચાલ્યું નહીં.

**ખુશચેહેર**—અને તેઓ જતી વેલા તને છેલ્લે શું કહી ગયા વારૂં?

**બાબક**—તેઓના છેલ્લા બોલ તમ ભલી બાનુનાં નામની દુઃખભરી યાદના હતા. તેઓ ખુશચેહરની યાદ ને ખુશચેહર તુંજ નામ પોકારતા મુજથી જુદા થયા.

**ખુશચેહેર**—(રડીને) અરે અરે ભરથાર!

(બાબક ધીરજ આપે છે.)

---

## પ્રવેશ ૪ થો.

### સ્થળ—શેહરે ગુલબાબ.

(શાહપુરનું ઘર.—કેટલાક દોસ્તો ખુશબખ્ત સાથ ખાણાંપર બેઠા છે.)

ગાયણ.

"નાચ ગાના હય તેરા અએ દીલરૂબા"—એ રાહ.

ખાઓ પીઓ, રે દોસ્તો, રહી ખુશખુશાલ ભુલી જંજાલ–ખાઓ૦
પકવાન લેહજતદાર, સરાબ મજેહદાર,
ખાવો ને પીઓ ભુલી સર્વે ખ્યાલ—ખાઓ પીઓ.
અમન ચમનનો અજબ છે એ બાહાર,
શીરીન શરાબ, અને નેઆમત નેહાલ—ખાઓ પીઓ.

**ખુશબખ્ત**—હા, દોસ્તો, અને તેનું હેસાન સદા મારી ગરદનપર રેહશે. બુજેર્ગ શાહપુર મારા મરહુમ બાપનો એક અસલી ખેરખાહ થાય એ વાતની મને જે પેહેલી જાંણ અને પીછાંણ થઇ તે આગલ ચાલતાં મને એટલી હદ સુધી કામ આવશે એવો મને સ્વપ્ને પણ ખ્યાલ થયો ન હતો. જે પાદશાહે એક બાપને છાજતી મમતાથી મને પોતાના સાહયા હેઠલ બચગીથી પાલી પોસી મોટો કર્યો, અને જેણે સઘલી જાતની કેળવણી અને કાબેલીયતથી મને માહીર બનાવ્યો તે પાદશાહે ઇતરાજી થતાં મને પોતાનાં મકાંનમાંથી બાહેર કાઢયો તો આપણા આ નેકકેરદાર શાહ-

પુરે મને પોતાને આશરે લીધો તેનાં હેસાંનનો બોજ સદા મારી ગરદન પર રેહશે.

**શાહપુર**—દીકરા ખુશબખ્ત, તું ફક્ત તારી લાયકી બોલે છે. તું જે થોડા દીવસ મારાં ઘરમાં રહ્યો છે તેટલાજ અરસામાં તારી ભલી ચાલો અને ઊંચા ગુણોથી મારૂં દીલ એટલું ખુશ થયું છે કે તને તારા મરનાર બાપની મારા સાથની દોસ્તીની યાદમાં સદા એક પુત્ર તરીકે મારા ઘરમાં પાલવાને હું મગરૂર થવશ. હું અફસોસ કરૂં છું કે શાહ તેહમાસ્પ પોતાની બેટીનો હાથ ગુણની સાથે નહીં પણ પૈસાની સાથ જોડવાની ઉમેદવારીનો આંધલો અવિચાર બતાવે છે, અને તોપણ મને એટલીજ ઉમેદ રાખવી છે કે બાનુ ખુશચેહેર જે શાદીના પાક ગાંઠથી તારી પરણેતર મોહરદાર બની ચુકી છે તો તારા આ હીણા દહાડા પુરા થઇ જતાં સુધી તે એકજ યકીનપર ઓસ્તવાર રેહે.

**ખુશબખ્ત**—તે વિશે મને લેશ શક કે દગદગો નથી, મારા મુરબ્બી. તે સુંદરીના સદગુણો તેણીનું ફોલાદી બખતર છે, અને તેણીનાં એક યકીનમાં મને એવો તો પાક અને ઓસ્તવાર એતેકાદ છે કે તે સુંદરી મારા તરફ કદીબી બેવફા બનશે એ ખ્યાલ કરવામાં પણ હું તેને હરડો ગેરઇનસાફ અને ભારે અપમાન પોંહોંચાડેલું સમજુ છું.

**હોસંગ**—(ખુબ હસીને) હા-હા-હા-હા! દુન્યા દેખાવે ભુલાવો ખવાડનારી છે. દોસ્ત ખુશબખ્ત, તમારી જોડેની મારી દોસ્તી ઘણી ટુંક વેલાની છે, અને તેમ છતાં જો હું કેહેવશ તો તમે મને માંફ કરશો કે તમારા વિચારો બચ્ચાં સરખા છે. ઓરતનાં યકીનની ઓસ્તવારીનું તમારૂં ભટાઇ ભરેલું ભાષાણ પુરૂં થતાં સુધી હું હસવું મુશકેલાઇએજ થોભાવી શક્યોછું. (હસેછે) હા-હા-હા! અરે ખુદા ખુદા કરો મારા શેઠ, એમજ જો ઓરતો યકીનદારી સાચવતી હોય તો હું કેહેવશ કે કેઆંમતનો દહાડો પાસે આવ્યો છે.

**ખુશબખ્ત**—(લગાર ગુસ્સાથી) સાહેબ, તમોએ તમારાં બોલવાની શરૂઆતે મારા પાસ માંફ માંગી લીધી છે, અને તોપણ હું કહું છું કે તમે જે બોલ્યા છો તે મારી નેકકેરદાર માહબુબને તો શું પણ કુલ્લે નેકજાદ ઓરતોને એક હીચકારૂં અપમાન છે.

**હોસંગ**—(ઘુમ હસીને) હો-હો-હો! દોસ્ત શાહપુર, મને કશી ખબર નહીં કે આ તમારા નવા મેહમાન એટલા બધા ઓરતોના (ટકોરથી) ઓસ્તવાર હીમાયતી છે. હું હીંમતથી કહુંછું કે એઓ દુન્યાથી બીલકુલ

બીનવાકેફ છે, અને તેથી એમના ભોલા વિચારો ખાતર મને દયા છુટે છે. એઓ જે બુલબુલને પોતા પછવાડે શેહરે ગુલઆબ છોડી આવ્યા છે તેને તો એઓની જુદાઇએ યાદ મજાલ નહીં થતી હશે.

**ખુશબખ્ત**—(ચીરડાઇને) શેઠ, હું ફરમાઉં છું કે તમારી આ બેલગાંમ જબાંનને થોબાવો, નહીં તો રંગમાં ભંગ અને વાતમાં બીગાડ થઇ પડશે. મારી ઓરતનાં યકીન વિશે શકમંદીના સુખનો સંભલાવનારની હું જબાંન કાપી કાઢશ. તે સાફ, તે પાક, તે સદગુણી સુંદરીના નેક વચનની ઇમાનદારીપર સવાલ નાંખનાર હીચકારાના ડોલા કાઢી લઇ હું પગ તલે ભચડીશ.

**૧ દોસ્ત**—શેઠ, એ તો વાત બેહુદી. તમો અમારા દોસ્ત હોસંગને ગેરકાયદે અપમાન કરોછો.

**ખુશબખ્ત**—નહીં મારા દોસ્તો, હું મારી જબાં કાયદાસર ચલાઉછું. હું કહુંછું કે મારી ઓરતનાં યકીનમાં મને એટલો ધાડો વિશ્વાસ અને એતેકાદ છે કે હું હયાં બેસી કસમ ખાઉં છું કે જે કોઇ તેનું દીલ જીતી મારા પાસ કાંઇબી સતાવાર શાહાદત લેઇ આવે તેની જન્મ સુધીની ગુલામગીરી મારે કરવી.

**હોસંગ**—(ઉઠીને) હું કબુલ છું. હ્યાં જેઓ હાજર છે તેઓની સનમુખ હું બાખુશી કબુલ થાઉ છું કે આવતી કાલે મારે અહીંથી શેહરે ગુલઆબ જવું, અને જે ઓરતનાં યકીનને આ બેખબરો જવાંન આટલી તુંદાઇથી આસ્માન સુધી ચડાવા માંગે છે તે ઓરતનાં યકીનનો નાશ કરી—તેની રાજી ખુશીથી તેને જીતી તેના પાસથી કાંઇબી મારી ફતેહને લગતી જીવતી શાહાદત લાવવાને હું બીડું જડપું છું.

**ખુશબખ્ત**—હા, અને હું બી મારી હોરમતના કસમપર કહું છું કે હું તેટલા દીવસ મારા કાગલ પતરોબી બંધ કરશ કે કોઇને કશો શક આવે નહીં, અને અગર આ શખ્સ મારી ઓરતનું યકીન ડુબાડી આવે તો મારે એની જન્મ સુધીની ગુલામગીરી કરવી, ઓર અગર નહીં ને એ પોતાની મુરાદમાં નિસ્ફલ થયો, એટલે હું જેમ ભરોસાથી માનું છું ને જાણું છું તેમ અને તેવીજ મારી નેકકેરદાર ઓરત નેકીનો નમુનો સાબીત થઈ, તો એ શખ્શે પોતાની જીંદગીથી હાથ ધોવા, કેમકે આ ખાણાંની મીજલસ વચ્ચે તે મારી નેકજાદ બાનુને હલકાં વચન ઓચરી તેના સદગુણો વિશે મારા મનમાં દગદગો પેદા કરવાની તેની હીચકારી ચાલ માટે હું આ શમશેરે તેનું સીર તનથી જુદું કરશ.

**શાહપુર**—દોસ્તો, હવે ઠંડા પડો. હું આટલો વાર નહીં બોલ્યો, કેમકે બંને સાહેબો ચીડપર ચઢેલા હતા, પણ હવે તોફાંણ લગાર નરમ થયા પછી હું બોલું છું કે તમે બંને જવાંનો જે હુલડાઇપર કુદી નિકલ્યા છે તે સારા આસામીઓના તરીકાથી વેગલું અને જુદું છે. આ ઘર મારૂં છે, અને મારાં ઘરને ફેસાદનું ધામ બનેલું જોવાને હું રાજી નથી. તમે બંને મારા મેહમાનો છો, અને ફક્ત સેહેજ મતફેરપરથી એક નજીસ ઠેડાવ-પર તમો ઉતરી પડો એ ખચ્ચીત ઠપકાને લાયક છે.

**હોસંગ**—નહીં દોસ્ત શાહપુર, તમે વચ્ચે ન આવો. આ જવા-નની ગરૂરીનો ધુંવો ધોઇ કાઢવાને મેં કસદ કરી કસમ લીધા છે તો હું મારા ઠેરાવથી હવે જીનહાર ફરનાર નથી.

**ખુશબખ્ત**—અને તેમજ હું પણ કહું છું. મુરબ્બી તોલના મેહરબાંન (શાહપુરને) મને માફ કરશો, પણ આવાં શરમભરેલાં હીચ-કરાંપણાંનો આ જવાંનને સ્વાદ ચખાડી એક પાઠ શીખાડવાની મારી ઉમેદ મને તમે બખ્શો.

**સઘલા દોસ્તો**—હા હા દોસ્ત શાહપુર, જો એઓ રાજી ખુશીથી બુલછે તો એઓને એમની મરજીપર અમલ કરવા દો.

**શાહપુર**—(ગમગીનીથી) જો એમજ છે તો હું લાચારછું, પણ મને દુઃખની આગાહી થાય છે કે આ ફેસાદનું સેવટ બહુજ દુઃખ ભરેલું આવશે.

**હોસંગ**—અને દોસ્તો, આપણે છુટા પડીએ તે આગમચ આ ઉછાછલા જવાંન પાસ મારે એક ચીજ માંગી લેવી છે; અને તે એને આંગલેની વીટીછે. ધારવા મેલે એ વીટી એની મોહોરદારની એને ભેટછે, ને તેમ હોય તો એ ઇધાણીથી તે ઓરતની હજુરમાં હું સેહેલાઇથી દાખલ થઇ શકુ માટે એ એક ચાવી થઈ પડશે.

**ખુશબખ્ત**—એ વાત પણ મારે મંજુરછે. મારી ખુશચેહરની હજુરમાં જવાને તને દરેક સગવડ કરી આપવાને હું તૈયાર છું, ને ઠેઠ તેની સનમુખ તને આ વીટીની ઇધાંણીથી પુગારી દેવા છતાં જો તું તુટેલાં દીલે આવશે તો કુલે ઓરતનું તું ઉપરનું વેર મારી શમશેર વાલશે. (વીટી આપેછે.) લે આ. એ વીટીથી બીજાં કોઇબી કારણથી હું એક પલવાર છુટો થતે નહીં, તે વીટી મારા મજબુત એતેકાદની ખાત્રી વચ્ચે એક ચાવી તરીકે તને બાખુશી થોડા દહાડા સપુરદ કરૂં છું.

**હોસંગ**—ઠીક છે, તો હવે જઇશું. ખુદા હાફેઝ દોસ્તો, આપણે જલદીજ પાછા એકઠા મળીશું.

{ સઘલા જાય છે.--ખુશાબખ્ત વિચારમાં મશગુલ ઉભો રહે છે—અને પછી ગાય છે.

ગાયણ.

"ઇઝ્ઝતમે રખે જો દાદાર હમ કો"—એ રાહ.

કરીમો રહીમની કરમ છે જો સાબુત,
તો દુશમનો ઉંધા, ને સંકટો નાબુદ—કરીમો.
તે પાક છે, તે સાફ છે, ખુશચેહર મારી,
યકીનદારીનો ફીરેસ્તો તે છે ખુદ—કરીમો.
ફીરેસ્તા ભુલે જો રાહા નીતીની,
તો જીન્નત જાંહાનમ ગણાય કાં નહીં સાબુત?—કરીમો.

---

## પ્રવેશ ૫ મો.

### તખ્તે ખુરશેદ.—તેહેમાસ્પનો મેહેલ.

(તેહેમીના અને તબીબ હોરમજદયાર વાત કરતાં દાખલ થાય છે.)

**તેહેમીના**—તે બધી વાત તો રહી ભલા હોરમજદયાર, પણ મેં જે પેલી ઝેરી દવા તમો પાસ મંગાવી હતી તે લાવ્યા છો?

**હોરમજદ૦**—બાંનુ, તમારાં ફરમાંનો સદા મારાં શિર ઉપર છે. (એક શીશેઇ કાઢીને આપે છે) આ શીશેઇમાં જે આબ છે તે ઠગારૂં છે. દેખાવે નહીં તોબી ખુબીએ તે કાતેલ છે. રંગમાં નહીં પણ એની રગમાં ઝેર છે. આદમીઓ વચ્ચે બી એવી ઠગાઇઓ ને ઠગાઇના ચલાવનારાંઓની કશી ખુટ નથી. તેઓ બાહેરથી જેવું ડોલ ઘાલવા માંગે છે તેવાં ભીતરે નથી. બાહેરથી અશો દેખાવા ચાહનારા ભીતરે નાપાક હોય છે. દયાનો દેખાવ કરનારાં ઘણુંક દયાહીણો દીલના દાઘેલ હોયછે.

**તેહેમીના**—(હસીને) તબીબ, આજે તો તમો કાંઇ ભાશાંણુ કરવા ઉતરી પડયા છો? તબીબીના ધંધાથી કંટાલ્યા હો તેમ કાંઇ હવે તો ધર્મ બોધ કરવાની હોંસ રાખતા જણાઓ છો?

**હોરમજદ૦**—લેશ નહીં બાનું, હું દુન્યાના એક સાધારણ રેવાજ અને રવૈયા વીશે સેહેજ ગુફતેગો ચલાઊં છું. (બાજુએ) તું થોડુંજ જાંણે છે હે ઠગારી ઓરત કે એ સઘલું હું તુંનેજ કહી સંભલાઊં છું, અને તારી સઘલી ઠગાઇઓથી વાકેફ હોવે તનેજ એ દામ દઊં છું. (મોટે) પણ

બાનું, મને પુછવાની રજા છે કે આ કાતેલ ઝેરની મેલવણીને તમો શું કરનાર છો?

**તેહેમીના**—એ તે કેવો બેહુદો સવાલ, તબીબ? બેશક, તમો એમ તો નથી ધારતાની કે હું કોઇને ઝેર દઇ મારી નાંખનાર છું. (હસે છે) ભલા હોરમજદયાર, હું બચગીથીજ તમારી તરબીએત હેઠલ ઉછરી છું, તે એટલે સુધી કે આજે અગર તમો દરબારમાં હાજર નહીં હો તો હું પણ થોડું ઘણું હકીમું ઘણી ફતેહથી બજાવી શકું ખરી; એ ઉપરથી એ મારો અભ્યાસ આગલ વધારવાની ખાહેશ થાય છે, માટે આ મેલવણીઓને એકડી તપાસ્યા કેડે તેમની જુદી અસરો પણ મારે તપાસવી છે.

**હોરમજદ૦**—ચાહો તે કરવાને તમો મુખ્ત્યાર છો, બાનું. તમારી સત્તાનું બલ તમને ચાહશો તે કરવાને શક્તિમાન કરશે, અને તેબી સત્તાનો આડો તેમજ સારો બેઉ ઉપયોગ થઇ શકે છે.

**તેહેમીના**—(અંદર જોઇને-બાજુએ) હા, સામેથી પેલો બાબક આવે છે. આ શીરોઇની ખુબી પેહલાં એ લુચ્ચાપર અજમાવી જોવી જોઇએ. (મોટે) ભલા હોરમજદયાર હવે પધારો. મને કામ પડવે હું બોલાવીશ.

(હોરમજદયાર નમે છે.)

**હોરમજદ૦**—(જતો જતો) ઠગારી ઓરત, હું તારાં સઘલાં કાવત્રાં સમજી ગયો છું. ખુશચેહેરને અને તેનાં લાગતાં વલગતાંઓને તું ધીક્કારે છે, અને તેથી તે બાજુએ કાંઇક ખરાબી કરવાના હેતુથી તેં મારા પાસ ઝેર માંગ્યું છે, પણ ઝેર કહીને જે મેલવણી મેં તારે હવાલે કરી છે તે ઝેર છે પણ જીવ લેણ નથી. તે થોડા કલાકની મુવાં જેવી બેભાંણી આપશે, પણ અંતે તે પીનાર ખાબમાંથી બેદાર થયું હોય તેમ એ દવાની અસર ઉતરી જતાં હોસ્યાર થઇ જશે એવી એની ખુબી છે.

(જતા રહે છે.)

**તેહેમીના**—(એકલી) બાબક પેલા લુચ્ચા ખુશબખ્તનો નોકર છે, અને તેથી એ મારા સગા આલમગીરને ધીક્કારે છે. એના હાથમાં આ શીરોઇ જાય તેમ હું કરૂં, ને એની અસર ધીરજથી તપાસ્યા પછીજ હું આગલ કદમ ભરીશ.

(બાબક આવે છે.)

સબર ભલા બાબક, કયાં જાય છે? તારી શેઠાંણીની કેવી ખબર છે?

**બાબક**—બાનું, પોતાના ભરથારની જુદાઇનો ઘા હજી તેઓ રૂઝાવી શક્યાં નથી. હજી તેઓ જુદાઇની બીમારીથી બેઝાર છે.

**તેહેમીના**—બાબક, એ છોકરી બેવકુફ છે. તું એને કેમ સમજાવતો નથી? એ શું એમ ધારે છે કે પેલો નીમકહરાંમ ખુશબખ્ત કદીબી તેના દેશનિકાલમાંથી પાછો આવી શકવાનો છે? તું જા ને એને સમજાવ, ને જો; જે દીવસ તું મને આવીને વધાઇ કેહશે કે ખુશચેહર મારા આલમગીરને તેના ભરથાર તરીકે બાહલ રાખવાને રાજી થઇ છે તે દીવસે હું તને ભારે સરોપાવથી નવાજશ.

**બાબક**—(નમીને) હું તમારો સદાનો હેશાંનમંદ છું, બાનું.

(જવા કરે છે.)

**તેહેમીના**—થોભ. લે આ શિરોઇ. એ તારી મેહેનતનું બેઆંણું છે. એથી કીમતી ભેટ બીજી થોડીજ થશે કેમકે એમાં જે છે તેણે તારા શાહની જીંદગી પાંચ મરતબે બચાવી છે. આ શિરોઇમાં જે મેલવણી છે તેની અસર એવી છે કે તે મરતાં માણસને તાજગી બક્ષી જીવાડી શકે છે. તું કાંઇ સંકટમાં હોય ત્યારે અથવા તું જેને ઘણો ચાહતો હોય તે સંકટમાં હોય ત્યારે એનો ઉપયોગ કરજે, એટલે દરેક દુઃખનું દર્દ થઇ જશે.

(શિરોઇ આપે છે ને જાય છે.)

**બાબક**—(એકલો) ઠગારી ઓરત! પોતાનું કામ કાઢી લેવાની થઇ છે એટલે કેવી ભેટ સોગાદો કરવા ઉતરી પડી છે. પણ શું આ શિરોઇનાં બેઆણાંથી હું મારા શેઠ તરફ નિમકહરાંમ થવશ? (હસે છે) આ ઓરતને નીમકહરાંમી અને નીમકહલાલી માટે કેવો એ.છો અને હલકો વિચાર છે! મારા ભલા શેઠ ખુશબખ્તને એ દદા નિમકહરાંમ કહે છે, ને તોપણ તેજ નિમકહરાંમીનો મને તે સબક આપી ગઇ છે, એટલુંજ નહીં પણ આ કીમતી લાલચ આપી ગઇ છે, તો ઠીક છે. નિમકહરાંમી વીશેનો તેનો સબક એક ફુંકથી હવામાં ઉરાડી દઇશું, પણ આ કીમતી ભેટ તે સબકનાં હેશાંનમાં સાચવી રાખશું. કોઇ દહાડે એ બી કામનીજ છે.

(જતો રહે છે.)

---

## પ્રવેશ ૬ ઠો.

(ખુશચેહેર એકલી.)

**ખુશચેહેર**—(રડીને) જેનો બાપ દુશ્મન થઇ લાગ્યો—માવતરની જેને માંથે મેહર નહીં—સાવકી મા શત્રુની જગ્યા રાખે—છતે ભરથારે જેને રંડાપો સેહેવો પડે અને એક મન પતીજના ભરથારની જગ્યે એક ખુ-

બખ સંતાપને વધારી આપે એવી મારા જેવી અભાગણી બીજી કોણ હશે! અરેરે! જો હું એવાં દુઃખ સારૂજ જન્મી તો જન્મ પામતાંવારજ મારી દાયાએ મારી ડોક મરડી કાંય નહીં મેલી! અથવા મારા બેરાદરો તેમનાં પાલણામાંથી ગુમ થઇ ગયા તેમની જગ્યે હું કાંએ નહીં ગુમ થઇ ગઇ?

(રડે છે—બાબક અને હોસંગ આવે છે.)

**બાબક**—બાનું, તમારા પાક એકાંતવાસ વચ્ચે આવી હરકત કરવા ખાતર હું દરગુજર ચાહુંછું, પણ આ (હોસંગને બતાવી) ગ્રહસ્થ શેહરે ગુલઆબથી મારા નેકખાહ શેઠ ખુશબખ્ત તરફથી વધાઇના સમાચાર લઇ આવ્યો છે.

**ખુશચેહેર**—(ઉઠીને) મારા ભરથાર તરફથી જે બી આવ્યું હોય તે અતરે હજારો આવકારથી ભલે આવ્યું છે.

(હોસંગ નમે છે.)

**હોસંગ**—અએ નેકજાદ બાનું, તમારા ખાવંદે આ રૂકો પોંહોંચાડવા મને ફરમાંન કરેલું છે. (આપેછે—બાજુએ) આ ઓરત રૂપે તેમજ સભ્યતાએ યકીનદારીની શોભાયમાન મુર્તિ સરીખી માલમ પડેછે, અને જો તેમ હશે તો નખ્ખોદ! પેલો પોર્યો શરત જીતી જવાનો, અને હું હાડમાર થઇ પશેમાંન થઇશ, ને બધે મારી હસી થશે! પણ કંઇ ફકર નહી, જોઇશું. કલા અથવા કાવતરાંથી હું એ ઓરતને જીત્યા વના હાંથી હઠનાર નથી.

**ખુશચેહેર**—મારા ભરથારે મને જે લખ્યું છે તે લખી રહ્યા કેડે તમારી સ્તુતીમાં તે ઘણું લખે છે. તે લખે છે કે—

(વાંચે છે.)

"આ ચીઠી લાવનારનો હું ઘણો હેશાંનમંદ છું. એની અચછી મદારત થાય એવી બાબકને દરેક જોગવાઈ કરી આપજે, અને એની હરેક સગવડ પર તું વ્હાલી પોતે ખાસ ધ્યાંન પુગાડજે."

એટલા માટે તમો આ મારાં ગરીબ મકાંનમાં ભલે આવ્યા છો. બાબક તુંને કેહેવું પડશે નહીં. એઓ અહીં છે તેટલાં એમના સર સામાન વિગેરેની તજવીજ કરાવ.

(બાબક નમીને જાયછે.)

**હોસંગ**—(ઢોંગથી) શું દુન્યા દગાખોર છે! ત્યારે શું વફાઇ જેવું દુન્યામાં હોશેજ નહીં! જ્યાં વફાદારી વસતી જોઇએ ત્યાં તેનો વાસ નથ તો પછી નહીં ઘટતી જગ્યે તે વસતી હોય એમ માંનીજ કેમ શકાય?

ખુશચેહેર—શું છે ભલા મર્દ, તમો શું બોલોછો તે હું સમજી શકતી નથી. મારો ભરથાર સુખી તો છે?

હોસંગ—સુખી? (હસે છે) સુખી નહીં કાંએ હોય બાનું? તે રંગ રાગમાં ચકચુર છે. તે મારાજ દોસ્તના ઘરમાં રહે છે, ને ત્યાં એક વા-ખાનો મારેલો બીજોબી અમારો દોસ્ત આવી ઉતર્યો છે. તે પણ પોતાની મોહરદારને એનીજ પેઠે પોતા પાછલ મુકી આવ્યો છે, ને તેથી જ્યારે જ્યારેબી તે પોતાની ઓરતને યાદ કરી ખેદ કરે કે ગમ ખાય ત્યારે ખુશબખ્ત ખડખડ હસી તેની ઠેકડી કરે, ને તેને ખુલ્લા બોલોમાં કહે કે 'અરે યાર ઓરત કોણુની થઇ છે જે તારી થશે. તે કાંહ, તું કાંહ, તો ગમ કીધામાં શું ફાયદો?'

ખુશચેહેર—(ગભરાટથી) એમ–કોણુ–મારો ભરથાર એમ કહે છે?

હોસંગ—હા બાનું, અને તેબી એમ બોલતાં એટલો હસે કે તેની આંખો પાંણીથી ભરાઇ જાય. તે ત્યાંની ઓરતોમાં એક રંગીલો જવાંન થઇને ફરે છે. અફસોસ બાંનુ, મને દયા આવે છે.

ખુશચેહેર—(ઘણું દુઃખથી) કોણુની, મારી?

હોસંગ—હા તમારી. અએ બાંનુ, ખુશબખ્ત મારો જાંની દોસ્ત થાય છે, અને તેની આ હેરેમનંદીભરી ઠગાઇ હું તમને જાહેર નહીં કર-નાર હતો, પણ તમારા હોસાંને મને બેફાંમ બનાવી મેલી મારાં દીલમાં સદાની વસેલી દયાએ ખરી હકીકત જાહેર કરી દેવાને મારી જબાંનમાં જોર મેલ્યું છે, ને તેથીજ મારાથી બોલાઇ ગયુ છે.

ખુશચેહેર—(અરધે બેસુદ્ધ હાલે) ત્યારે શું મારો ભરથાર મને ભુલી ગયો છે?

હોસંગ—તમને અને સાથે પોતાને. તે શું કરે છે તેનું તે બેહયા બેવકુફને કશું ભાન નથી. શેહેરે ગુલઆબની સઘલી ઓરતો—

ખુશચેહેર—(ઘણું દુઃખથી) બંધ કર ભાઇ, બંધ કર. તારી વાત મારે આગલ સાંભલવી નથી.

(હાય મારે છે.)

હોસંગ—(ઢોંગથી) અફસોસ બાનું, તમારાં આ દુઃખમાં હું દીલ-સોજીભર્યો દીલોજાંન ભાગ લઉં છું. કેવી નેકજાદ બાનુએ કેવો પાકજાદ પ્યાર કેવા બદજાદ બેહયા ઉપર હરાંમ ગુમાવ્યો છે તે વિચાર

મારાં મમતાલુ દીલને દુ:ખથી રડાવે છે. એક અબલા કે જેના પાકજાદ પ્યારના પ્રતાપી ઘમરાટમાં સઘલી સદગુણુની સુગંધ પસરી રહેલી છે, જેની મોહબતના મીઠાસમાં કુલે સંસારનુ સુખ સમાયું છે એવી એક અબલા તરફ બેવફા થનાર અને ઠડનાર ગુનેહગાર સૌથી ફીટકાર-ભર્યાં મોહતની સજાને લાયક છે, અને જો તેટલું બધું નહીં તોપણુ અએ બાંનુ (ધિમેથી) હું નથી સમજી શકતો કે તારે કીનો કાંએ નહીં લેવો જોઇએ.

ખુશચેહેર—કીનો?

હોસંગ—હા કીનો. અગર તું બાંનુની મરજી થતી હોય તો એ કીનો લેવાને તને શક્તિમાન કરવામાં મારી મીસ્કીન મદદ મોજુદ છે. (ગુઠણુપર) માહાતાબચેહર ખુશચેહર, અગર તું તે તારા બેવફા ભરથારનું નામ સદાનું નીવારી મને તારી મીઠી મોહબતની છાયામાં લાએ, અને અગર રાતોવઇ હ્યાંથી નાહસી જઇ—

ખુશચેહેર—(ઘણુાજ ગુસ્સાથી) ચુપ રેહે એ માહા બુરા બેહ્યા. હું જોઊં છું કે મારા ભરથારને માટે નીચ વચનો બોલવામાં તેં ચંડાલે તારો પાપી દાવ સાંધવાનું કીધું છે, ને સુરજ તરફ ધુલ ફેંકવા જવાની તારી હલકી કોશેશમાં તું નીચજ આંધલો થઇ હીનો ઠડયો છે. તારૂં નેહેસ્ત કદમ મારાં મકાંનમાં આવવા દેવામાં ને તારાં માહા બુરાં વચનો મારા કાંને આટલો વાર વેરના મારા બેખબરા હાલ વચ્ચે પડવા દેવામાં મેં મારા ભરથારને ખરો ગેરઇનસાફ કીધો છે, ને તું જેવા નીચને બેહો-રમત કરી આ પલેજ હ્યાંથી હાંકી કાઢવામાં કશો અવિવેક નથી. (હાંક મારે છે) બાબક!

હોસંગ—(ગભરાઇને)માફ કર બાંનુ, મને માફ કર. આફરીન તારી યકીનદારી અને પાકીજગી ઉપર હજારો હજાર! ભાગ્યશાલી ખુશબખ્ત તું ખરો સુખી છે. બાંનુ, તારા કોપ વચ્ચે જરાં શાંત થઇ મને એક પળ સાંભલી લેવાની દયા કર. તું ધારે છે તેવો હું નીચ નજરનો નથી, પણ તું પાકજાદ છે કે નહીં તે એવા એક ફરેબથી તપાસીને ખરી હકી-કત ખબર કરવાને હું મારા જાંની દોસ્ત તે તારા ભરથાર ખુશબખ્તને વચનથી કબુલ થઈ ચુકયો હતો, ને જ્યારે હું જોઊં છું કે તે મારો અ-ઝીઝ દોસ્ત જેવો તેની મોહરદાર તરફ એક યકીન ધરાવી સાફ દીલનો છે તેવીજ તેની નાર પણુ ખરી ફીરેસ્તાઇ ખસલતની પાકજાદ છે ત્યારે મારૂં દીલ ખુશીથી બાગ બાગ થાય છે.

**ખુશચેહેર**—(અરધા ગુસ્સાથી) અને આ પણ તું ખુરાનો કાંઇ ફરેબ નથી ને તું જે બચાવમાં કહે છે તે ગલત નથી એમ માનવાને જાંમીનગીરી છે?

**હોસંગ**—જાંમીનગીરીમાં આ વીટી હું તું બાનુંને નજર કરૂંછું. (વીટી બતાવે છે) એ વીટી ભલા ખુશબખ્તને તું નેકજાદનીજ ભેટ છે, અને એથી કદી છુટો નહીં થવાનું તારૂં તેને ફરમાન છે, તેમ છતાં તે તેણે મને આપીછે તે ફક્ત એટલાજ ખાતર કે અગર તું ભલી બાનુંની હું આ ધાસ્તી ભરેલા અખતરામાં ઇતરાજી ખેંચી લઉ તો એ મારી ઇમાનદારીની શાહદત તરીકે તે તુરત રજુ કરી હું તારી મેહરબાંની પાછી તુરત જીતી શકું.

**ખુશચેહેર**—તો હું તૈયાર છું, અને તને ગેરઇનસાફ આપવા ખાતર દલગીર થાઉછું. તું ફરીને મારાં મકાંનમાં મારા બેરાદર તરીકે ભલે આવ્યો છે. ચાહે ત્યાં ઉતારાની ગોઠવણ કરાવ અને બાબકને તુ નેકખાંહની દરેક ખાતરદારી કરવાને હું તાકીદ કરીશ.

**હોસંગ**—આભાર હજારો હજાર, પણ હજી મારી એક બીજી અરજ છે. હું શેહરે ગુલઆબથી મારા શાહનાં કામ સારૂ અતરે આવ્યો છું, અને તેના ફરમાંન મુજબ એક ભારી કીમતનો દાગીનો ખરીદી લઇ જવાનો છું. તે કીમતી અવેજ હું સાથે રાખી શકતો નથી, માટે અગર હું ત્યાંથી કુચ કરી જાઉં તેટલાં તું મેહરબાંન તે તારા ખાનગી ઓરડામાં રખાવે તો——

**ખુશચેહેર**—બાખુશી. બેલાશક મને તે મોકલી આપજે ને હું તે મારા પોતાના ઓરડામાં મારી આંખ આગળ રાખીશ. (જાયછે.)

———

## પ્રવેશ ૭ મો.

### એક રસ્તો.

[બે ઉમરાવો દાખલ થાય છે.]

**૧ લો ઉમરાવ**—ખુશામત બરી બુરી ચીજ છે દોસ્ત, અને તોબી ખુશામતેજ દુન્યા છે. બુરા તરીકે જેઓ ઓલખાઇ ચુક્યા છે તેઓનેબી મોં ઉપર બુરા કહી તેમની સંગત તુચ્છકારી કાઢનારા ખરા બાહદરો ખરેખર નહીં જેટલા થોડા મલેછે, અને તોબી તે બુરાઓની પુઠે તેમના

પર ફીટકાર વરસાવી તેમનાં મોં ઉપર તેમની તાબેદારી અને માનમાં સર જોંકાવનાર તારા અને મારા જેવા હીચકારાઓથી બધી દુન્યા ભરાયલી છે. આ લુચ્છા અને બુબખ આલમગીરને બધી દરબાર હસેછે, અને તો બી કોઈ તેને તેનાં મોં ઉપર એમ કહેવાની હીંમત કરી શકતું નથી.

૨ જો ઉમરાવ—એમજ છે. જેને સાતમાંથી પાંચ બાદ કરીને બે બાકી કાઢતાં નથી આવડતા તેવા અભણો નસીબ સંજોગે બરા બાહો-શમાં ખપી જાય છે, કે જ્યારે ખરા વિદ્વાંનો જરનાં જોર વગર પોતાની વીદ્વતા છતાં હાડમાર થતા હીનાએલા ફરે છે. એ દુન્યાનો રવૈયો છે. દુન્યા પૈસાની બનેલી છે અને પૈસા ખુશામતનો પીતા છે. પણ સાવધ, સામેથી તેજ છાલકો હીચકારો આવે છે. એ ખુશામતનાં ખોરીયાંને ખોટા શબ્દરૂપી સરોપાવથી આસમાનસે સર લગાડવા જેવી મગરૂરી આપવાને વલી તું વાકયો ઘડી રાખી તૈયાર રેહે.

(આલમગીર આવે છે.)

આલમ૦—કેમ દોસ્તો, કોણુની રાહ જુઓ છો? પણુ તમો મને ઠીક મલી ગયા. હું તમારીજ ખોલમાં હતો. મને પેલા લુચ્છા ખુશબખ્તના ચીઠડેહાલ નોકર બાબક સાથ હવણાંજ ધબ્બા ધબ્બી થઈ ગઈ—

૧ લો ઉમરાવ—ધબ્બા ધબ્બી નામવર સાહેબ?

આલમ૦—(યાદ કરીને) અરે નહીંરે શું જો, પત–પત–પટા પટી–અરે તપા ટપી થઇ ગઇ.

૨ જો ઉમરાવ—અને તે કેમ વારૂં?

આલમ૦—તો નહીં? સાંભલો. તે લુચ્છો કોઇ પારકાસે વાત કરતો જતો હતો, એટલે મને પટ દઇને પડયો વેહેમ. એને પારકાસે વાત કરવાને હકજ શું? નોકર માણુસોએ પારકાં માણુસો સાથે વાત તે કેવી કરવી! કેમ બોલ્યા નહીં દોસ્તો? મારી દલીલમાં તકરાર છે કે નહીં?

૨ જો ઉમરાવ—ઘણીજ તકરાર છે સાહેબ. તમો અવલથી તક-રારી તકરારા છો મારા સરફરાજ શેઠ. (બાજુએ–૧ લાને) પુરૂં પાધરૂં બોલતાંબી નથી આવડતું હો. તકરારમાં દલીલ છે કરી નથી પુછતો જો, પણુ દલીલમાં તકરાર છે કરી પુછેછે!

આલમ૦—પણુ એ તમો સાહેબો બાજુએ શું ગોફતેગો ચલાવોછો?

૧ લો ઉમરાવ—નહીં રે મેહરબાંન, એ તો અમો તમારાં રૂપની ને પોશાકની ને તમારા ભપકા વિગેરેની દીપક જોઇ દંગ થયા છીએ તેની વખાંણુમાં કાંઇક વાત કરીએ છીએ.

**આલમ૦**—બરહક છે, બીલકુલ બોલેબોલ ને અક્ષરે અક્ષર બરહક છે, અને તેથીજ પેલા લુચ્છા ખુશબખ્તના લુચ્છા અને હીચકારા નોકર બાબક સાથ મને જીકરની જંગ થઇ. તે કાંહાં ને હુ કાંહાં? અરે ઘોડો ક્યાં ને ધઘેડો ક્યાં?

**૧ લો ઉમરાવ**—બરહક છે, બીલકુલ બોલેબોલ ને અક્ષરે અક્ષર બરહક છે. (ચાલાથી) તે ક્યાં ને તમો ક્યાં? ઘોડો ક્યાં ને ધઘેડો ક્યાં? બીલકુલ બરહક છે.

**૨ જો ઉમરાવ**—પણ તમો મેહરબાંને એવા હલકાઓ સાથ વારે વારે વઝેડાંમાં ઉતરી પડવું એ ઠીક દીસ્તું નથી. એ હાડકાં ભાગવાનો સોદો છે.

**આલમ૦**—હારે યાર તો હુંબી શું કહું છું? એ કંગાલો મને છેડીને ક્યાં ઉભા રહેશે? અમસ્થાં હાડકાં પાંસરાં ભાંજીને ઘરે જશે! મને કાંઇ એ લોકોનો ડર નથી લાગતો જો દોસ્તો, પણ મારી તકરાર એમ છે કે એઓએ મારી સાંમે થવું જોઇએ નહીં. હું જેમ ચાલું તેમ ચાલવાનો મને હક છે, કેમકે હું રાજનો સગો એટલે રાજમાં વગ ધરાઊં છું, પણ એઓને મારી સાંમે થવાનો હક મલવો નહીં જોઇએ. તેમાં જોખમ છે.

**૧ લો ઉમરાવ**—લાખ રૂપીઆની વાત કહી સાહેબ, તેમાં જોખમ ખરો. (બાજુએ) "મુજે કોઇ ન મારે તો મય સારાં ગાઉકું માર ડાલું!"

**૨ જો ઉમરાવ**—પણ સાહેબ, ત્યારે બાબક સાથે પેલો પારકો કોણ હતો?

**આલમ૦**—કમનસીબે તે પારકાને હું પારખી શકયો નહીં, નહીં તો તેબી મારા સપાટામાંથી બચતેજ કેમ જે? પણ હજી શું મોડું થયું છે? મારાં ભેંજામાં તેને જોતાંજ એકદમ પવન ભરાયો છે કે તે કોઇ પેલા દેશનિકાલ પામેલા ગુનેહગાર ખુશબખ્તનેજ લાગતો વલગતો છે. ને તેને લાગતો વલગતો હોય તો તે તેનાજ જેવો લુચ્છો બી હોવોજ જોઈએ એમ માનવાને શું તમો સાહેબને કશોબી શક પડે છે?

**૧ લો ઉમરાવ**—લેશ નહીં, લેશ નહીં, શાહજાદા.

**આલમગીર**—ત્યારે એવા લુચ્છાઓનો કચરઘાંન કાઢી નાખી આ દેશને પાક કરી નાખવાને મેં કસમ લીધા છે, તો ચાલો જરા જઇને જોઇએ તો ખરા કે એ વલી કોણ કમ્બખતીનો ઘેરાયેલો અતરે ઉતરી પડયો છે.

(જાય છે)

---

# પ્રવેશ ૮ મો.

[મધરાત.—ખુશચેહેરનો સુવાનો ઓરડો. ખુશચેહેર એક શોભાયમાન પલંગ ઉપર સુતેલી છે. બાજુએ ખુરસી ટેબલ વિગેરે સામાન છે. ટેબલ ઉપર એક દીવો ધીમી આંચે બલે છે.—એક ખુણામાં એક પેટી છે, અને તે પેટીનું ફાલકું ધીમે ધીમે અને સાહુચેતીથી ઉઘાડી હોસંગ બાહેર આવે છે, અને ધીમેથી ગાય છે.]

ગાયણ.

"ભેદ યાર સબ"—એ રાહ.

નહીં પાયો હું યાર, ભેદનો કિનાર,
નામોશી! ખામોશી! હાર બેસુમાર!
લઇ સરત હયરાંની—પામ્યો હું પશેમાંની,
ફીટકાર! હરધુત આ વાર!
એ રંજથી રેહા પામું, તું બખ્શ મને દાતાર!—નહીં.

**હોસંગ**—સઘલું શાંત છે. આહા! કેવી ખુશબોઇની લેહેકીથી આ ઓરડો સુગંધીભર બેહેક બેહેક થાય છે! એ સદગુણની સુગંધ છે. આ અબલા દીલે સાફ અને મન પાક છે, એટલે એના દરેક દમમાંથી સુગંધ-નો સુવાસ આ ઓરડામાં પસરે છે. (બિછાંણાં આગલ જાય છે) કેવી શાંત મીઠી ઊંઘ,—અને તોબી એ ઊંઘ વચ્ચેબી એ સુંદરી કેવી મનહર દીસે છે. ખુશબખ્ત તું ખરો ભાગ્યશાલી છે, અને તારા સાથ સરતમાં ઉતરવા ખાતર મને ભારે અફસોસ પેદા થાય છે એજ નહીં, પણ તું આ સરત અને તે સાથ આવી મનોહર સુંદરી જીતી જાય છે તેથી મને અદેખાઇ બરપા થાય છે. પણ હવે હઠવું જોઇતું નથી. આખાં શેહેરે ગુલઆબમાં મારી હસી થશે, ને તેથી એ ઓરતને જો હું ખરેખાત જીતી શકતો નથી, તો જીતી શકવાનાં જુઠાંએ ને તેને અનુસરતી જુઠી દલીલોએ મને મારી શરત જીતવી છે. (કાગલ અને પેન કાઢે છે) આ બારીઓની બંધાંણી (લખે છે) આ ટેબલ (લખેછે) આ પરદા (લખે છે) આ પોશાક (લખે છે) ઓ-રડાની આ સઘલી શોભા. (લખે છે) અને હવે એક મુશ્કિલ અખતરો મારે પાર ઉતારવો છે. પેલા બાહેર ઝુમી પડેલા બરફ જેવા સફેદ કોમલ કર ઉપર જે પોંહાંચી જણાય છે તે એને એના ભરથારની ભેટ હશે, જે કાઢી લેઊં તો મારી ફતેહ પુરી છે. પણ તે કાહડતાં એ જાગી ઉઠી તો? (વિચાર કરે છે) જે થાય તે—જીવ સતોસતની વાત છે. ઓ ઊંઘની દેવી, મારા-

પર તું રેહેમ ઉતારજે, ને એ મનહર સુંદરીને ખાબની બેહૂંશીમાં ડુબેલી રાખજે.

(ધીમું વજીંત્ર—ધીમે કદમે બિછાંણાં આગલ જાયછે. અને ધીમે ધીમે ખુશચેહેરના હાથમાંની પોંહોંચી સેરવી લઈ બાહેર આવે છે.)

આએ ખરી ફતેહ છે. આહા! શું સુંદર ઘરેણું છે (એક વાગે છે) પણ વખત થયો. પેટીમાં પાછું બંધ થવું જોઇએ. એ મારી પસંદગીથી મેં ઉભું કરેલું કેદખાનું છે. આ જે સુંદરી સુતી છે તે આકાશી ફીરેસ્તો છે, અને લ્યાં ઉભો રહી તેણીનાં પવીત્ર હોસાંનપર નજર નાખતાં ફક્ત બેહસ્તનો ખ્યાલ દીલમાં આવે છે. આ બેહસ્ત છે—અને (પેટી બતાવીને) લ્યાં દોજખ છે!

(પેટીમાં જાયછે—અને ઢાલકું ઢાંકી લેછે.)

---

અંક ૧ લો સમાપ્ત.

---

# અંક ૨ જો.

---

## પ્રવેશ ૧ લો.

### સ્થલ—શેહરે ગુલઆબ.

{ શાહપુરનું ઘર. ખુશબખ્ત અને હોસંગ વાત કરતા આવે છે.

**ખુશબખ્ત**—હું માનું છું, પણ મારી તકરાર એમ છે કે તેના ઓરડાના સણગારની, તેની બારીઓની, અને તેના સરસામાન, વિગેરેની જે તેં બારીક વીગતો મને આપીછે તે ખરી છતે તે તેં નજરે જોઇ હોય એમ કાંઇ ઠડતું નથી. તું કહે છે તેજ તેનો સુવાનો ઓરડો છે, અને તેં તેમાનાં સરસામન, પરદા વિગેરે વિશે જે કહ્યું તે સઘલું હરફે હરફ ખરૂં છે, અને તોબી મને મારી ઓરતનાં યકીનમાં એવો ધાડો—એવો ઓસ્તવાર એતેકાદછે કે એ સઘલું તેં તેની દાસીને કાંઇક લાલચ બતાવી તેના પાસથી ઉતારી લીધું છે એવો મને મજબુત શક છે.

**હોસંગ**—(હસીને) હા! હા! હા! દુબતું માણસ મરવાના ત્રાસ વચ્ચે ગભરાઇને જ્યારે કાંઇ નથી મલતું ત્યારે મોજાનાં ફીણને પકડવા જાય છે. ખુશબખ્ત, તું બાહેરથી ગમે એવો સમાધાનીનો દેખાવ કરે, પણ હું જોઉં છું કે બાતેનમાં તારૂં દીલ ધડકે છે, અને એક અભેમાનીભરી પલમાં તકોબરીના ધુવાથી ઘેરાઇ ગુમાયલાં ભેંજાએ તેં જે ફીસીઆરીખોર શરત મારાસે બકી તેમાં આયંદે માહત થવા કાજે તને પસ્તાવોજ માત્ર નહીં, પણ તારી છાતી અંદરથી જે હજારો જુસ્સા ને ગુસ્સાથી બલી મરે છે તે હું પ્રગટ જોઇ શકું છું. તું શરત હાર્યો છે એ તારૂં દીલ તુંને કહી ચુકયું છે, અને તોબી તારા હોઠ તે વાત જાહેર કરવાને આનાકાંની કેમ કરે છે?

**ખુંશબખ્ત**—એ સઘલી તું મારા વેહેમને ઉડાવનારી વાત કરે છે, અને તેથી મારા બેવિશ્વાસને ઓર મજબુતી મલે છે. હું કબુલ કરી ચુકયો છું કે અત્યાર વેર તેં જે જે ધધાણીઓ આપી છે, તે બધી ખરી પડી છે, પણ તેથી તેણીની દામાનને દાઘ લગાડી આંવવાની તારી બડાઇ સાચ્ચી માનવાને મને જરાએ કારણ મલતું નથી. હું કહું છું કે એ તો તેં કોઈને બી તારૂં હથિયાર કરી પાડી માહીતગારી મેલવી લીધી

હોય, અને તેથી હું પુછું છું કે એ જે સઘલી તેં જાહેર કરી તેથી કાંઇ વધારે જીવદાર—વધારે સત્તાવાર સાહદત મોજુદ છે?

**હોસંગ**—સાહદત પુછે છે? આટલુંજ શું તારા જીવની આગને માટે પુરતું નથી કે હજી નવી દલીલોથી બલી મરવા માંગે છે? પણ ચિંતા નહીં. સાચને આંચ નથી. તું સાહદત માંગે છે તો તારા વસવસાનેજ ફકત નહીં પણ તને બી દાબી ને દાટી નાંખે એટલી બધી સાહદત આપીશ. (ગજવાંમાંથી ખુશચેહેરની પોંહોંચી કાઢી બતાવે છે) સાહદત? સાહદત? જો આ સાહદત અને હવે ફીકકો પડ. જોઇ આ પોંહોંચી? તે ગુલબદન સુંદરીને એ તારી ભેટ હતી, અને તે તેણે બાખુશી મને સપુરદ કરી.

**ખુશબખ્ત**—(ફીકકો-ધીમે ખોખરે સાહદે) થઇ ચુકયું. હોસંગ, તું સરત જીત્યો છે, અને હું તારો મારા કરાર મુજબ ફરમાંબરદાર ગુલામ છું.

**હોસંગ**—(ધુમ હસીને) સાહદત? કેટલી માંગશે? હજી કાંઇ બીજી સાહદત જોઇશે કે એટલી બસ? ખુશબખ્ત, આએજ મકાનમાં તે ખાણાંની મીજલશ કે જયારે તેં મારા જોડે આ હીણ ભાગ્યની સરત બકી તે તને યાદ છે? તારી તકોબરીના સુખનો તને યાદ છે? (ખીચ પાડીને) "તેણીનાં યકીનમાં મને એવો તો પાક અને ઓસ્તવાર એતેકાદ છે કે તે સુંદરી મારા તરફ કદી બી બેવફા બનશે એ ખ્યાલ કરવામાં પણ હું તેને હરડતો ગેરઇનસાફ અને ભારે અપમાન પોંહોંચાડેલું સમજું છું." હા! હા! હા!

(હસે છે.)

**ખુશબખ્ત**—હોસંગ, એક મરતા શત્રુને મારવો અને એક પડતા દુશમનની પડતીમાં મોજ લેવી એ સદગુણી અને ખરા દલેરોના તરીકાથી બીલકુલ જુદુ અને વેગલું છે.

**હોસંગ**—અને તેબી તારી તકોબરીનો ધુંવો ઘોઇ કાઢી શકવાની મારી ફતેહનો હરખ મારા દીલમાં સમાયો રહી શકતો નથી. કેમ? કેમ? (ખીચ પાડીને) "મારી ઓરતનાં યકીન વિશે શકમંદીના સુખનો સંભલાવનારની હું જબાં કાપી કાઢશ. તે પાક, તે સાફ, તે સદગુણી સુંદરીનાં નેક વર્ચનની ઇમાનદારીપર સવાલ નાખનાર હીચકારાના દોલા કાઢી લેઇ હું પગ તલે ભચડશ." હા! હા!

(હસે છે.)

**ખુશબખ્ત**—(દુ:ખથી) હોસંગ હું એક વચની છું. અંધ એતેકાદમાં તારી ગુલામગીરી કરવાનો હું કોલ આપી ચુકયો છું—હું મારી સરત હાર્યો છું ને (ઘણુંજ દુ:ખથી) હું તારો ગુલામ છું.

**હોસંગ**—ધુત, નહીં જોઇએ. હું તને તારા એ વચનથી બાખુશી મોકલો કરૂં છું. હું મારાં કામમાં ફતેહમંદ નીવડયો તેજ હોરમત મારી સઘલી મેહેનતનો જોઇએ એવો બદલો છે. આ સારૂ શેહરે ગુલઆબ તારી મુર્ખાઇભરી ભોલાઇપર ખડખડ હસી મારી ફતેહની વાખવાખ બોલશે તેજ પુરતું અને જોઇતું છે. લે આ તારી વીટી. એ તું કહે છે કે તારી ખુશચેહેરે તને આપી છે તે તું રાખ, અને હવેથી યાદ રાખજે કે ઓરત બેવિશ્વાસની બનેલી છે. એ જે કીમતી ધડો મેં તુને શીખવ્યો છે તે આ વીટી તને સદા યાદ દેવાડશે.

**ખુશબખ્ત**—મારે નહીં જોઇએ. એ હીરો તેની જલેહમાં મારી આંખમાં ઉતર્યો છે, અને તે મારી આંખમાં કીનાનું ઝેર વસાવે છે માટે એ તુંજ રાખ. એક ચંડાલ બેવચની નારને જીતી આવવાની તારી છા-જતી મગરૂરીમાં જેમ તું આ પોંહોંચી સાથ લઇને ફરે, તેમજ આ વીટી પણ હું તને ભેટ કરૂં છું.

**હોસંગ**—ચાલો, એ વલી નવો લાભ છે, અને આ બેવકુફીભરી સરતથી તેં જે મને એકથી અનેક મોજ મેલવી આપી છે તેનો એકઠો આભાર માની તુરત વેલા હું રજા ચાહું છું. (જતો જતો-બાજુએ) હું સરત જીત્યો છું, અને તોબી એક કરપીણ કાવત્રાંથી એક ખરાં ભાયગ-સાલી-ખરાં સુખી જોડાંનાં સુખનો જીંદગી સુધીનો નાશ કરીને જીત્યો છું. એ ઠગાઇનો ભાર મારી ગરદનપર મરવા તુલક હું લેઇને ફરશ, અને તોબી જગની નામોશી અને હસીમાંથી બચવાને માટે પાછું હઠવું મુશ-કીલ અને નહીં બને એવું છે, તો જે બની તે. હવે તો કાલ સુધીમાં અ-હીંથી બીજે કોઇ દેશ વટેણા વાવી જવામાંજ હોરમત અને સલાંમતી છે.
(જતો રહે છે.)

**ખુશબખ્ત**—(એકલો-લાંબો વિચાર કરીને)

ગાયણ.

"બેજર હો જરદાર કોઇ"—એ રાહ.

અરે કોઇ બતાવો ખરો યાર કોણ છે?
આશના ખરો આ જેહાંનમાં-દીલદાર કોણ છે?—અરે કોઇ.
જુસ્તેજો વફાઇનીમાં ભટકું ગર આ જેહાંન,
મગર વગર બેવફા વફાદાર કોણ છે?—અરે કોઇ.
ફરે ફરેબોથી ફીરેસ્તાઓ બી અગર,
મોહબતમાં મુસ્તાક તો ભરથાર કોણ છે?—અરે કોઇ.

(ગાયણ પુરૂં થતાં) ત્યારે અંતે એ પરીણામ થયું ? જેને તન મન અને જાંન વટીક અર્પણ કરવામાં કશી બાકાત નહીં રાખી તે નાપેકારે સેહેજ દીવસમાં દોજખમાં વાસો કીધો ? જેનાં દરેક આંશુમાં વીશ્વાસ અને દરેક સુખનમાં એકીનદારી મેં જાંણી તે તન બદને ગુનેહગાર અને નાપેકાર નીવડી ! ઓ ! ત્યારે વફાઇને ધુંડવા દુન્યાના કયા ભાગમાં જવું ? શીરેસ્તાઓજ જો સદ્‌ગુણની રાહનો તરક કરે તો સદ્‌ગુણની આશા બીજાં કોણથી કરવી ? ઓ ઓરત ! ઓરત ! મરદનું સુખ તેમજ દુઃખ સઘલું તું ઉપર આધાર રાખે છે, અને તુંજ તેનાં નસીબનો કારીગર છે—અને તોબી ઠગાઇ તારી બનાવત છે? તારી રગેરગમાં દુર્ગુણ અને બેવફાઇનો પસરાત છે ? એ સબક હું મોંઘી કીમતે —ઘણો અસુરે શીખ્યો. ખુશચેહેર, ઓ બેવચની ઠગારી નાપેકાર નાર, તારી બદચાલ ને બદફેલીની સજામાં તારા જાનથી તુંને જુદી કરવાને હું જાતે અશક્ત છું તે મને માહા દુઃખ આપે છે, અને તોબી હે ઓરત તું જીવવી સજાવાર નથી. તેં જો એકને ઠગ્યો તો હજી બીજા સેંહેંકડોને પશેમાન અને પાયામાલ કરશે તે કરતાં તું જેવી નીમકહરાંમ નારને આ દુન્યાથી ઉઠાડી મેલવામાં ખરી દયા અને દાનાઇ છે. (વિચાર કરી) બાબક મારો વિશ્વાસુ છે, અને તે મારૂં ફરમાંન જીનહાર તોડનાર નથી, તો તેને હું મારૂં હથિયાર બનાવીશ. પણ રે ખુશચેહેર, તું બેવચની ઠડી છે પણ હું મારા કરારે શુદ્ધ અને સાફ છું. હે ઓરત, તારો જીવ લેવાયા કેડે હું મારા જીવથી રદ થઇશ, અને ભટકતે હાલે ને રખડતી જીંદગીએ મારા બાકીના દીવસો પુરા કરીશ. (રડે છે.) મારી આશા–મારૂં સુખ–મારૂં જીવતર તેં બરહમ કીધું છે, તોબી ઓ ઓરત! તારાં મુવા પછી બી હું જીંદગી તુલક વફાદાર રહીશ, ને તારી બેવફાઇની આગ વચ્ચે પણ તારાં હોસાંન અને તારી તરફની એક વારની મારી મોહબતનાં માહેતમમાં સદા તવલતો રહેવશ.

(રડતો જતો રહે છે.)

---

# પ્રવેશ ૨ જો.

## સ્થલ.—તખ્તે ખુરશીદ.

## શાહ તેહેમાસ્પનો મેહેલ.

(દરબાર. વચ્ચોવચમાં એક શોભાયમાન તખ્ત ખાલી છે, દરબારીઓ બેઠા છે, પરદો ઉંચકાતાં નકીબ શાહની આમદ પુકારે છે.

**નકીબ**—નિધાહ રખો નિધાહ!

(નકીબ પોકારી બાજુ થાય છે. શાહ તેહેમાસ્પ દબદબા સમેત દાખલ થાય છે—દરબાર ઉઠીને નમે છે—શાહ તખ્ત ઉપર બિરાજમાન થાય છે—વઝીરસે કાંઈક વાત કરે છે, અને પછી આખી દરબાર સાથે ઉભો થઈ ગાયણમાં બંદગી કરે છે.)

ગાયણ.

"ગમતાં ગીતડાં ગાવા"—રાહ.

જગકરતાર કીરતાર! તુંઇ સરજનહાર!
જગદાતાર આધાર! તુંછે જગસરદાર!
સરદાર.તું છે-સરકાર તું છે—તું છે જગનો પાલણહાર!-જગકરતાર.
ચાહી તાહારી યારી પ્યારી—નમીએ દરગાહ, અમ ખાકસાર!
—જગકરતાર.

**નકીબ**—(બંદગી પુરી થતાં દાખલ થઇ ગુઠણ પર પડી) અએ નેક નામવર શાહ, સેતાબગરના શાહ દેલાવરતન તરફથી એક પેગાંમચી રાહ માપતો અતરે આવ્યો છે, અને તારી સરફરાજ હજુરમાં હાજર થવાની ઉમેદવારી જાહેર કરે છે.

**તેહેમાસ્પ**—સેતાબ તેને દાખલ કર. (નકીબ નમીને જાય છે.) હું નથી સમજી શકતો કે દેલાવરતનને બએ વાર આપણે હાથ શીકસ્ત ખાધા છતાં શું તે ત્રીજી મરતબે ફીટનો ઉભો કરવા ખડો થયો છે, અને પોતાની વડવાઓને મલેલી ખંડણીનોજ દાવો કરે છે કે પોતાની આગલી હારેથી ખેજાલતનો માર્યો હવે આપણા જોડે સલાહની પનાહ શોધે છે.

(નકીબ પેગાંમચીને દાખલ કરે છે-પેગાંમચી તેહેમાસ્પ આગલ જઈ ગુઠણપર પડે છે.

**પેગાંમચી**—અએ સરફરાજ શાહ, તું ઘણું જીવો.

**તેહેમાસ્પ**—અએ જવાંન, તું ભલે આવ્યો છે. જોકે હું તારા શાહ દેલાવરતનની આ વેલાએ તને અતરે મોકલવાની મકસદથી તદન બીન-માહીતગાર છું, અને તેથી જોકે દેલાવરતનને હું મારા શત્રુઓની સંફમાં

પીછાણું છું તો પણ શત્રુ તરફથી આવતા એક ફક્ત ફરમાનબરદારને પણ તેજ હરોલમાં મેલવાને હું રાજી નથી, માટે હમણાં તું શત્રુ તરફથી આવવા છતાં એક દોસ્ત—મેહેમાન સરીખો અમારે હ્યાં છે એમ સમજ, અને તારો પેગામ બેધડક ખરેખરો જાહિર કર.

**પેગાંમચી**—હું હેસાનમંદ છું મુજ કમતરીન તરફના તારી ભલી લાગણીઓથી ભરપુર વિચારો માટે. અએ નેકખાંહ શાહ, મારો પેગાંમ ટુંક પણ દુઃખભરેલો છે. અમારા દેલાવરતને ત્રીજી મરતબે અસલ ખંડણીનો દાવો કરવા મને મોકલ્યો છે. તે કહે છે કે 'મારા વડવાઓથી ઉતરી આવેલા એ બાપીકા હક વનાની મારી પાદશાહાત મને શરમાવે છે, અને તેથી જોકે તે ખરી કરતાં મેં બે વાર તારે હાથ માર અને હાર ખાધી છે, તોપણ ત્રીજી મરતબે વધારે બેસુમાર લશકર અને બાહાદુર સરદારો સાથ તારા શેહેરપર ચઢી આવી તું જો સેહેલ સમજે નહીં આપે તો જબરીથી એ ખંડણી લેતી કરવાનો મારો વિચાર છે.'

**તેહેમાસ્પ**—તેના એ તુચ્છ વિચારને હું મારા દમની ફક્ત એક ફુંકથી જમીન દોસ્ત કરવાને શક્તીવાંન છું. તું જા અને તારા રાજાને કહે કે તખ્તે ખુરશીદ સ્વતંત્ર હોવાની પોતાની અભેમાંની અંતવેર મુકશે નહીં, અને તું ગમે એવાં જોરેમંદ લશ્કર સાથ આવે તોપણ તેં બે વાર ખાધેલી છક્કડથી તને અમારાં લશ્કરની દલેરીનો અચ્છો અભ્યાસ થયો છે એટલે આપ વડાઇના સુખનોથી તારી ભુલ બતાવી આપવાને અમોને અગત પડશે નહીં, અને બે મરતબે અગર તુંને શરમીંદગીભરી હાર ખમીનેજ પાછું હઠવું પડયું છે તો આ વેલાએ તેથી વધુ—તારી જીંદગીથી હાથ ધોઇનેજ અમારાં શેહેરની શાંતીમાં ખલ્લલ નાંખજે.

**પેગાંમચી**—તારા સત્રલા સુખનો મારી ગરદન ઉપર છે, અને તેઓ વગર સહરાગતે જેને માટે તે તેં જાહેર કર્યા છે તેના કાન ઉપર જશે. તું નામવરનાં ફરમાનને માન આપી હું જાઊંછું, પણ જતી વેલાએ મારા શાહનાં ફરમાન મુજબ બાપોકાર લડાઇ જાહેર કરી જાઊંછું. સેતાબગર અને તખ્તે ખુરશીદ વચ્ચે ત્રીજી મરતબેનું આ જંગ બંને બોરદુવાલાઓની રાજી ખુશીથી ઉભું થયું છે, તો રણ ભુમીમાં જેનો હક વાજબી હશે તેને તે રહીમ વાજબી યારી આપશે.

(જાયછે.)

**તેહેમાસ્પ**—વઝીર, બે વારની શીકસ્તથી જો આ બુરો ધરાયો નથી, તો ત્રીજી મરતબે માર સાથ બોહાર કરનારી એક જબરી હાર

**તેને આપવા માટે જોઇતી તૈયારીઓ કરાવ, અને મને ઉમેદ છે કે એ ધીઃકારા શત્રુ ઉપર અસલ મુઆફેક આ વેલાએ પણ આપણી ફતેહ છે.**

**વઝીર—ફતેહજ છે, સદા ફતેહ છે, અએ ફતેહમંદ શાહ. તું બેફીકર રેહે. તખ્તે ખુરશીદની ભુમી પોતાનાં નામની નોંક સાચવવા પોતાના પેદા કરેલા પુત્રોના પ્યારભર સાહયા હેઠલ સદા સલાંમત છે.**

---

## પ્રવેશ ૩ જો.

[બાબક હાથમાં એક કાગલ લઈ દાખલ થાય છે.]

**બાબક**-(એકલો) શું ગજબ! કોણ ઝેરી જુબાંનના લબાડ ચંડાલે જઇને મારા ભલા શેઠ તને આ હડડતું જુંઠું કહ્યું હશે! અરે જે સુંદરી મને તેમજ તને સાફ પાક અને સદગુણી છે તેણે બેવફાઇ કીધી એમ ભરમમાં લખતાં મારા ભોલા શેઠ તને કશી શંકા પણ થઇ નહીં? અફ-સોસ, નહીં ધારેલી રીતે સુખી ધણી ધણીઆંણીનાં શાંત સુખ ને પાક એખલાસમાં સલો પેદા કરનાર કયો બદમાસ દેવ તારા કાનનો લાભ લેઇ મોં સંતાડી હસે છે! શું હું ખુંની થાઉ? એવી એક નેકજાદ અબલાનો જીવ લેઉ? બનેજ કેમ! હું નીમકહલાલ છું અને એક વચન અને એક કસમે મારા શેઠ ખુશબખ્તની સેવા ઉઠાવાને હું બંધાયલો છું એ ખરૂં, પણ જો નીમકહલાલી સદગુણનુંજ ખુન કરવામાં સમાતી હોય તો હું દુવા ચાહું છું કે એવી એક લાગણીથી હું જુદો પડું. શું લખે છે?

(વાંચે છે.)

"મારા વિશ્વાસુ બાબક,

ખુશચેહરે તેની ખુબસુરતીપર આગ પાડીછે. તે બેવફા થઈ છે, અને તેણીએ પોતાની જાતને સદાનો દાધ લગાડયો છે. એવી ગુનેહગાર અબલાને જીવતી જવા દેવી જોઈતી નથી. આજે જો એ મને એકને ઠગી ફાવી જશે તો બાજે વખત બીજા ધણાઓને એ નાપેકાર ખોહાર કરશે. એણીની બદફેલી વીશે જરાએ શક રહયો નથી. પુરાવા અહીં મજબુત મને મલી ચુકયા છે, અને તેટલા માટે મારી તને અરજ છે કે એ બેવફાને તું અહીંથી લઈને શેહરે સીમ તરફ નીકલી જા, અને તે તરફનાં એકાદ જંગલમાં એને ઠાર કર. એમ કરવાને તને સવલ પડે માટે હું એક ઠાગા ભરેલું કાગલ એ ગુનેહગાર પર મારે નામે જુઠું લખું છું. કોઈબી રવેસે એ નાપેકારને જાનથી બેજાંન કર એમ હું આ-ઝરખાહીથી મારા અને તેથી વધારે—ખુદ તે કીરતારને નામના તને કસમ આપી કહું છું.

**ખુશબખ્ત."**

(વાંચી રહીને) આગ પડો આ કાગલ ઉપર કે જેમાં લખેલી બીના તે જે સાહીથી લખાઇ છે તેથી પણુ જ્યાદા કાલી અને કરપીણુ છે—જે આંધલા અવિચારથી—ઉતાવલા ગેરઇનસાફ્થી ખરાંને ખોટું પુકારે છે. પણુ ત્યારે હવે કરવું કેમ? (વિચાર કરે છે.) જો એને અહીંથી નહીં લઇ જઇશ તો તે વાત એ મારા કમઅક્કલ શેઠને કાંને જશે તેથી બગાડ વધવાનો, તેમજ એવી એક ભલી નારનાં લોહીમાં હાથ ખરડવાને મારો જીવ જીનહાર ચાલનાર નથી તો—ઓ પણુ તેજ આવે છે.

[ખુશચેહેર ખુશીમાં ઉતાવલી દાખલ થાય છે—હાથમાં કાગલ છે.]

**ખુશચેહેર**—ભલા બાબક, હું ક્યારની તનેજ સોધતી ફરૂં છું. વેક, ઉતાવલો થા, જો આ કાગલ. તું શું આ હરફ્ને પીછાણુતો નથી? એ મારા ખુબીવંત ખાવંદ ખુશબખ્તનો લખેલો છે. વાંચ બાબક, મોટેથી વાંચ. મેં એ કાગલ મને પુગ્યા પછી દશ વાર વાંચ્યો તોબી મારો જીવ ધરાતો નથી. વાંચ!

**બાબક**—(વાંચે છે.)

"મારી વ્હાલી ખુશચેહેર,

તું જની જુદાઈ નહીં વેઠી શકાવે હવે કોઈબી જોખમે તું વ્હાલીને મલવાનો મેં નક્કી કસદ કર્યો છે અને તેથી જે તારા પીતાની રાજભુમીપર હું આવી નથી શકતો, તોતે તરફ્થી જતાં શેહેરે સીમ ખાતે હું ત્યાંથી હમણાં જાઉં છું. અને ત્યાં તારી રાહ જોઈશ. તું આ કાગલ મલતાંને વાર કાંઈક તદબીરથી બાબક સંગાથે નીકલી પડજે.

ખુશબખ્ત"

**ખુશચેહેર**—(હરખથી) અરે મારા ભરથાર! અગર એક પાંખવાલો ઘોડો ફક્ત એક આંખના પલકારામાં મને અતરેથી ઉપાડી લઇ જઇ તારી ગોદમાં ઉતારે તોપણુ હું તે પલને એક જમાંનો સમજીશ. બાબક કેમ બોલતો નથી? આવા સુખી સમે તું ઉદાસ કેમ દીસે છે? કહે બાબક, શેહરે સીમ અહીંથી કેટલું દુર છે?

**બાબક**—(ઘણો ગંભીર) ઘણું દુર છે, નેકજાદ બાંનુ, ઘણું દુર છે.

**ખુશચેહેર**—અને તોબી આપણે જઇશું બાબક. મને મારા પીતાની કંઈ ફીકર નથી. પોતાના પરણેતર ભરથારને મલવા જવામાં અપરાધ કે પાપ નથી તો હું એ મારા લોભી અને અવિચારી બાપને કાંઇક બહાંનાથી ઉડાવશ. વેક બાબક તૈયારી કર. તું ખુશી નથી? તું તારા શેઠને વફાદારીના ખરા પ્યારથી ચાહે છે, તો આટલે લાંબે વખતે ફરી તેને મલવાને તું રાજી નહીં થાય એ હું માંનતી નથી. તું તૈયાર રેહજે. હું પણુ ઉતાવલે તૈયાર થવા જાઉં છું (ઉતાવલે જતી રેહે છે.)

**બાબક**—(એકલો) ભોલી બાનું! તારી આવી ખરી ભલાઇનો બદલો તે સાહેબ તને આપો, કારણ તે બદલો આ જેહાનમાં તને આપી શકે એવું હવે તારાં હીનાં નસીબે કોઇ રહ્યું નથી. મારા પાસે બીજો ઉપાય રહ્યો નથી, અને તેથી થમ જબાંને જોકે હું એ અબલાને શેહરે સીમનાં જંગલો તરફ ધસડી જાઉં છું, તોપણ એણીનાં લોહીથી મારા હાથ દાધેલ નહીં કરવાના મને આપવામાં આવેલા કસમ વિરૂધ કસમ લઉં છું.

(જતો રહેછે.)

---

## પ્રવેશ ૪ ઠો.

### સ્થલ શેહરે સીમ.

[એક પાહાડી મુલક.—અર્દેશીર, બખ્તાવર અને બેહમન શિકાર મારવા નિકલી પડેલા જણાય છે.]

ગાયણ.

ઇંગ્રેજી રાહ.

**બખ્તાવર**—તંગ તંગ કમાન, ખેંચીને છોડયો તીર,
તે હરણી નાંખી વિંધી, ફોડી તેનું શરીર.

**બહમન**——થોબ થોબ બેરાદર, નહીં ખેંચ પકડ તું તીર,
શિકાર થયો છે બારી, ભાઇ પકડ હવે ધીર.

**અર્દેશીર**—-બસ બસ બેટાઓ, ઉઠાઓ તમ કદમ,
આ જંગલ વચ્ચે વધુ, વરસાવો નહીં તમ ગમ.

**સઘલા**——તંગ તંગ કમાન ખેંચીને છોડયો તીર,
તે હરણી નાંખી વિંધી—ફોડી તેનું શરીર.

**અર્દેશીર**—બરહક છે મારા બેટાઓ, આજનો શિકાર રોજ કરતાં વધુ તમ દલેરો હાથ કરી શકયા છો, અને તે બસ છે, તો તમારી તીરનદાજીની ભહીં માહાત થઇ શકે એવી કાબેલીયતથી આ જંગલવાસી જનાવરો વચ્ચે વધુ માતમ વરસાવતા હાથ ખાંચો. આપણે તે કરમ બક્ષેશ કરનાર શક્તિવાન બાપના આભારી છીએ કે આ વેરાન જંગલમાં પણ થોડી મેહનતે ઘણો ખોરાક આદમીયતને અનુસરતો મલી આવે એવી તેની ડાહપણભરી રચણા છે.

**બખ્તાવર**—ખરૂં છે, અએ બુઝોંગ પેદર, આએ જંગલ વચ્ચે

તે કીરતારની પીછાંણુની તરબીયતમાં તેં અમોને બચગીથી ઉછેરી જે અભ્યાસ કરાવ્યો છે તે અમો સદા યાદ રાખીએ છીએ.

**બેહુમન**—ખરેજ, તે કીરતારની બક્ષેશ ન્યારી છે. દાંત દીએ છે તેજ દાંન દીએ છે, અને નાનાં જીવજંતથી તે મોટાં જાનધારી આદમ સુધી દરેકને તેનાં પોશણુની પેદાયશો દુન્યાના દરેક ભાગમાં તે બાપે સરજાવી છે.

**અર્દેશીર**—એવો તે મમતાલુ છે. તેના અદલ ઇનસાફમાં એક કસુર નથી, તેની દયામાં કશો દાઘ નથી. માણુસ વિશ્વાસ અને ઇનસાફમાં એકસરખી રીતે તકલીદ છે, તેનો જીવતો દાખલો અએ મારા બેટાઓ તમો પોતામાં જુઓ છો. આ પાહાદી મુલક અને પેલાં જંગલની કોરમાં આવેલો ભયભીત ગુંફા જે આપણું રેહેઠાણુ છે તે આજે જો જીંદગીની ખરી અવસ્થામાં આપણે હોત તો આપણું રેહેઠાણુ થાત એમ નથી. હું તખ્તે ખુરશીદના શાહ તેહમાસ્પનો વડો સરદાર, એટલે એ રાજભુમીમાં હું હજી વગ ધરાવતો હતે તો તમે મારા બેટાઓ દરબારમાં બાદશાહી જીંદગીએ ઉધરતે, પણ તેવું આપણા કરમમાં હતું નહીં. વગર વાંકે, વગર ઇનસાફે, વગર તપાસે એક ખોટી સમજાવટ અને મારા શત્રુઓની ઉસ-કેરણીનો ભોગ થઇ પડી એ શાહ તેહેમાસ્પ જેની મેં દીલોજાંનીથી સેવા ઉઠાવી તેણે મને જીવને જોખમે શેહેરથી બાહેર જવા કહ્યું, અને ઉપાય નહીં રેહવે તમો એ બેટાઓને લઇ આ દુર દરાજ જંગલમાં મેં વાસો કીધો. તમારી પરવરસી મેં આ જંગલ વચ્ચે કેવી જેહેમતથી કીધી છે તેનો તમને ખ્યાલ થતો નહીં હોય, અને તોબી આજ વીસ વીસ વરસ થયાં તમ બેટાઓને મેં મારી ગોદમાં સઘલી લશ્કરી કવાયદની એક શાહના પુત્રોને છાજતી તરબીયતથી મોટા કર્યા છે.

**બખ્તાવર**—એ હેસાંન સદા અમારી ગરદનપર છે.

**બેહુમન**—અને અએ પેદર, એ તમારાં હેસાંનની વાત રોજ સાં-ભલવા છતે હજી અમો કંટાલો ખાતા નથી એજ બતાવાને બસ છે કે એ હેસાંનની કદર અમો સારી રવેસે પીછાંણીએ છીએ.

**અર્દેશીર**—આફ્રીન, અને હવે તમો ચાલવા માંડો. ગુફામાં જઇ આ આપણું જંગલવાસી ખાંનુ પકાવી તૈયાર કરો. હું તમારા જેવો હવે જવાંન નથી, માટે તમારા જેવો દલેર નથી, અને તેથી મારી જઇફીથી જુમી પડતાં આંગ સાથે હું ધીમાં કદમે તમારી પુઠે આવુંછું.

(બખ્તાવર અને બેહુમન જાય છે—તેમનાં જવા પછી અર્દેશીર તેમની તરફ તીકીને ગાય છે.)

**અર્દેશીર—(એકલો)**

ગાયણ.

"ગુણ ભરી ધુંન મોરી."—એ રાહ.

ખુદરત! તુંજ ખુબી છે ન્યારી.—ટેક.
અજબજ છેજ તુંજ ખેલની બલીહારી પ્યારી—ખુદરત.
ચાલ તારો ખ્યાલ વિચારો—ખેલજ ન્યારો ખુદાઇ છે,
તેને સમજવો કઠણ છે જો, (તેના) ભેદ ઘણા છે ભારી—ખુદરત.

(ગાયણ પુરૂં થતાં) કુદરતનો ખવાસ ઢાંક્યો રેહતો નથી. તોખમદાર લોહી આ બે છોકરાઓની રગેરગમાં દોડતું હોવાથી એઓ આ એકાંત અને વેરાંન જંગલમાં ઉછરીને મોટા થયા છે તોપણ એક શેહનશાહના પુત્રોને છાજતી અદા અને કાબેલીયતથી એઓ ખાલી જણાતા નથી. આહા! બખ્તાવર, બેહમન, તમો કેટલા બીનવાકેફ છો કે જેને તમો બાપ કરી પોકારો છો તે તમારો ખરો બાપ નથી, પણ તમારો ખરો બાપ તો તખ્તે ખુરશીદનો શાહ તેહેમાસ્પ છે, અને તેહેમાસ્પ, તું તારી પાદશાહાતની ગરૂરી છતાં કેટલો બેખબર છે કે જે બેટાઓની નસલ તું નાબુદ થઇ ગએલી સમજી તેમનાં મોહોતનો વિલાપ કરે છે તે બેટાઓ દુન્યાનાં આ એક દુરનાં ખુંણામાં જીવતા જાગતા અને તનદરોસ્ત છે! ઓ તેહેમાસ્પ, તેં મને નાહક બીન તકસીરે દેશવટો આપ્યો તેના ખીજવાટના ખારમાં આ તારા બેટાઓ કામયાબ અને રેહમનને હું તેમનાં ઝરીન પાલણાંઓમાંથી ઉપાડી લાવ્યો, અને જ્યારે આ જંગલમાં આવી મેં મારૂં નામ માહીયાર બદલી નાંખી અર્દેશીર રાખ્યું ત્યારે તારા એ બે બેટાઓનાં ખરાં નામ ઉલટાવી મેં બખ્તાવર અને બેહમન કરી રાખ્યાં તે સઘલાંની તને કેટલી થોડી ખબર છે! ભોલા છોકરાઓ! હું તમને તમારા બાપ પર કીનો લેવાના હેતુથી વેરભાવમાં ચોરી લાવ્યો, પણ ચોરી લાવ્યા પછી પેટના પુત્રો કરતાં તમો મને વધારે પ્યારા થઇ પડયા, અને જ્યારે મને તમો તમારો બાપ સમજી નીર્દોશ ભોલાઇની ભુલમાં બાપ કરી પોકારો છો, ત્યારે એક બાપને છાજતી મમતાથી તમને મારાં પાસામાં પાલવાને મને બેવડો હરખ ઉપજે છે. મેં તમને તમારી બાદશાહીથી અને બાદશાહ—બાપને ઘરની જાહોજલાલીથી રદ કીધા છે તેનું દુઃખ વારંવાર આ છાતીમાં ઉભાઇ આવે છે, પણ એવા પસ્તાવાનાં તો વીસ વરસ ધોવાઇ ગયાં છે, અને હવે એટલું મોડું થયું છે કે પાછું હઠવામાં કશી સલાંમતી કે દાનાઇ નથી, તો બની તે. હવે

તો આ જંગલ મારી દુન્યા છે અને તમો મારા સાથીઓ છો, તો મારાં મુવા બાદ નસીબ તમારા બાબમાં જે કરે તેજ ખરૂં છે.

(જતો રહે છે.)

---

## પ્રવેશ ૫ મો.

### સ્થલ.—શેહરે સીમ-તેજ જંગલ.

(ખુશચેહેર અને બાબક).

**ખુશચેહેર**—બાબક, હજી કયાં સુધી ચલાવશે? એક અધીરાં જીગરથી વીલંબ સેહેવાતો નથી, ને તોબી મારા જીવણહાર ભરથારને મલવાની ઉમેદના ઉમંગમાં હું ઘણું ચાલી છું, પણ આ રસ્તાનો છેડોજ નહીં હોય તેમ જો એ લંબાતો ચાલે છે, તો કહે કે એનું સેવટ કયાં આવશે? બાબક, શું છે? તું બોલતો કેમ નથી! તારાં મોં ઉપર ગમીનો છાપ છે. તું ઉદાસી જણાય છે! અરે, અરે, કાંઇ દુઃખની આગાહી મારાં ખુશહાલ દીલ ઉપર ગમીનાં વાદલનો ઘેરો નાંખતી હોય એવું મને થાય છે. તું હાય મારે છે, બાબક? એ શું કાગલ?

**બાબક**—અએ પાકજાદ બાનું, તારા સઘલા સામતા સવાલોનો મારો એકઠો એકજ મુગો જવાબ તે આએ એક કાગલ છે. તે તું વાંચ, અને એ દુન્યાનો કાસદ મારાં ભીતરના હેવાલની તુંને માહીતગારી આપશે.

(કાગલ આપે છે.)

**ખુશચેહેર**—(વાંચે છે.)

"ખુશચેહેરે તેની ખુબસુરતીપર આગ પાડી છે. (હાથ ધુજે છે ને કાગલ પડી જાયછે.) તે બેવફા થઈ છે, અને તેણીએ પોતાની જાતને સદાનો દાઘ લગાડયો છે. એવી ગુનેહગાર અબલાને જીવતી જવા દેવી જોઈતી નથી. આજે જો એ મને એકને ઠગી ફાવી જશે તો બાજે વખત બીજા ઘણાઓને એ નાપેકાર ખોહાર કરશે. એણીની બદફેલી વિશે જરાએ શક રહયો નથી. પુરાવા અહીં મજબુત મને મલી ચુકયા છે, અને તેટલા માટે મારી તને અરજ છે કે એ બેવફાને તું અહીંથી લઈને શેહરે સીમ તરફ નીકલી જા, અને તે તરફનાં એકાદ જંગલમાં એને ઠાર કર. એમ કરવાને તને સવલ પડે માટે હું એક ઠાગાભરેલું કાગલ એ ગુનેહગાર પર મારે નામે જુઠું લખું છું. કોઈબી રવેસે એ નાપેકારને જાંનથી બેજાંન કર એમ હું આઝરખાહીથી મારા અને તેથી વધારે—ખુદ તે કીરતારને નામના તને કસમ આપી કહું છું.

ખુશબખ્ત."

(વાંચી રહીને) અરે, હું જાગું છું કે ઉંઘાઉ છું? હું કયાં છું! (અરઘે બેસુદ્ધ હાલે) આ હું શું વાંચુંછું? આ એક બેફાંમીનો ખાબ માત્ર છે કે હરડતા. ગેરઇનસાફીનો જીવતો ગજબ છે?

(આંખે હાથ ધાંકે છે, અને બેફાંમ બને છે.)

**બાબક**—બેદાર થા અએ બાંનુ, સદ હજાર અફ્સોસ કે આ સઘલુ ખરૂં દુ:ખનું ચિત્ર છે એમ તને ખાત્રી આપવાની મારી દુ:ખ ભરી ફરજ જણાય છે. (બાજુએ) એ બેફાંમ બની છે. મારા શેઠે મને તલવારથી એણીને જખમી કરવાનું ફરમાવ્યું છે, પણ એક તેજી તલવારના ઘા કરતાં બી વધારે કરપીણ કારી જખમ તેનાં કાગલે એ પાકજાદ બાંનુને કર્યાછે. અરે, અરે નીચ નીંદાખોર દોજખીઓ પર કીરતારનો કરડો કહેર વરસજો, કે જેઓની જુઠી જબાંનના જેહેરનો સલો તેના નીરદોશ ભોગની રગેરગમાં પેવસ બની તેને આયંદે જાંનથી બેજાંન કરે છે. નીંદા એ એક ઉડતા રોગ સરીખી મરકી છે, અને એ મરકીની ખુમારીમાં ફસી પડેલા બદમાસો પોતાનાં મેલાં દીલનું કપટરૂપી ઝેર જુબાંન વાટે બાહેર પાડી બાપ કે બેટી, ભરથાર–ઓરત કે ભાઇ, શાહ કે સાહુકાર, રાજા કે પ્રજા જેને બી તે પોતાના ભોગ તરીકે પસંદ કરે છે તેને હેરાંન અને પરેસાંન કરવાને કશો વસવસો પામતા નથી. હા, પણ એ સુદ્ધિ પામે છે. (આગલ જઈને) સાવધ, બાંનુ, સાવધ.

**ખુશચેહેર**—બેવફા? કેમ? ક્યારે? નીરંતર ભરથારનાં નામની યાદથી બલવું–તેનીજ જુદાઇના જખમના ત્રાસથી કકલવું એ જો ખાવીંદ તરફની બેવફાઇ ગણાતી હોય તો ક્યાંમતનો દહાડો પાસે આવેલો હોવો જોઇએ. બાબક, તું ચુપ કેમ ઉભો છે? તારા શેઠના નીમકહલાલ નોકર તરીકે તેનું કહ્યું કેમ બજા લાવતો નથી? તે મને બેવફા પોકારે છે, અને મારૂં ખુન કરવા તને તાકીદ કરે છે તો વેક, હું મરવાને તૈયાર છું, પણ તેને હવે પછી તું જ્યારે મલે ત્યારે કેહજે કે હું ખુશીથી મુઇ છું તે ફક્ત એટલાજ ખાતર કે હું દીલે સાફ હતી, પણ કોઇ ફરેબબાજનાં નખરાંમાં ફસી પડી તું બેવફા થયો, ને તેથી એક મુએલું તોહમત ઉભું કરી તેં મને તારા મારગમાંથી દુર કરવા ચાહ્યું, તો તેવી જીંદગીએ જીવવાને મને હવે જરાએ જરૂર નહીં રેહવે મેં તારી મરજી ફક્ત સાચવી છે. ઓ મરદો! ઓરતોને બેવફા પોકારી તમો બેગુનાહ ઠડવા માંગોછો, અને તેજ વેલાએ તમો પાપના પેસામાં વધારે ફસેલા રહોછો એજ બતાવાને શું બસ નથી કે વફાઇ અને સચ્ચાઇની આ દુન્યાજ નથી?

**બાબક**—અએ બાંનુ, જરા મને સાંભલશે?

**ખુશચેહેર**—મારા કાન બેહેર મારી ગયા છે. મારી આંખે અંધકાર પરદા ફરી વલ્યા છે. નેક બાબક ખેંચ આ તલવાર, અને મને ઠાર કર. મારા હીણા હાલપર દયા કર, અને જે જીગરમાં આજવેર એ-

કજ ભરથારને માટેના અખંડ પ્યારે વાસો કીધો હતો તેજ જીગરમાં આ તારી તેજ તલવાર તેજ ભરથારના હુકમથી ભોકી દઇ તેને વીંધી નાંખ કે મોહબતને બદલે તેમાં સંતાપની જે હવણાં આગ ઉઠી છે તેથી બલી મરવું ઓછું થાય.

**બાબક**—એવો હીચકારો હાથ ઉઠાવ્યા પેહેલાં હું મારૂં સર તનથી જુદુ કરશ. અએ બાનું, જે દીવસથી આ પાપનો પેગામ મને મલ્યો છે ત્યારથી નિરાંતની ઉંઘે હું એક પલ ઉંઘ્યો નથી.

**ખુશચેહેર**—તો કાં નાહક ખોટી થાય છે? તું તારા શેઠનું બોલ્યું બજાવ, અને નચીંત થઇ આરામ લે. અરે, અરે બાબક, જો તું મને મારવાનોજ નહીં હતો તો જંગલે જંગલ રવડાવતો મારાં વતન અને મારાં ઘરથી આટલે દુર આ બીહામણી જગ્યામાં મને લાવી મેલવામાં તારી શી મકસદ છે?

**બાબક**—કાંઇજ નહીં, પણ એક નાપસંદ ફરજ બને ત્યાંસુધી છેલ્લી ઘડીવેર મુલતવી રાખવાની. પણ તે ઘડી હવે પાસે આવી છે તો જરા ધીરજથી મને સાંભલ.

**ખુશચેહેર**—બોલ, જેટલું બોલાય એટલું બોલ. સાંભલવાની શી બાકી છે? મારા ભરથારે મને બેવફા પોકારી વગર વાંકે જાનથી બેજાન કરવાનો ઠાગો રચાવ્યો છે તો એથી બદતર તે બીજું સાંભલવુંજ શું હોય?

**બાબક**—હું ભરોસાથી માનું છું કે કોઇ માહા ચંડાલે તું પાકજાદ શેઠાંણીની નીંદા કરી મારા ભલા પણ ભોલા શેઠને ભમાવ્યો છે, અને તે કાચા કાન રાખી પોતાની ભોલાઇની ભલાઇમાં ઠગાયો છે, પણ તુરત વેલા વાત બીગડે નહીં તેથી હું તેને જાહેર કરીશ કે મેં તેનાં ફરમાંન મુજબ તું બાંનુનો જીવ લીધો છે, અને તેની એધાંણીમાં કોઇ લોહીઆલ સાહદત તેને રવાના કરીશ, જે વાત તું નામવર તારા બાપીકા મેહેલમાં નહીં મલી આવવે ખરી તરીકે માનવાને તેને વધારે કારણ રેહશે.

**ખુશચેહેર**—અરે દેવાના, પણ ત્યારે પછી હું કયાં જાઊં? કેમ જીવું? કયાં રહું?

**બાબક**—ત્યાંથી શેહરે ગુલઆબ હવે જાજું દુર નથી. અને તું ભલી બાંનુ ત્યાંવેર જઇ શકે તેવી દરેક જોગવાઇ હું સાથે લઇ આવ્યો છું. (બતાવે છે) આ અહીં એક જવાંમર્દનો પોશાક છે, અને એક અબલા જાતીના જોખમ ભરેલા પોશાકનાં કરતાં આ પોશાકમાં તું વધારે સગવડ અને સલામતી સાથ તે તરફ મુસાફરી કરી શકશે. આ હથિયાર (તલવાર

બતાવે છે) તારા કોમલ કરે કદી હાથ ધર્યું નથી, અને તોબી દેખાવના દાબ સારૂં તું એને સાથે રાખજે. આ નાણુંની ઠેલી તું નેકજાદ નારને કેઠેબી ગરજાઉ હાલે રેહેવા દેશે નહીં. અને છેલ્લે (એક શીશોઇ બતાવી) આ એજમતી શરાબ તારૂં દરેક દુઃખ ભુલાવશે. અગર મુસાફરીમાં થાક લાગે, અને બેફાંમી કદીને ગાલેબ આવવા માંગે તો એ માંહેલાં ફકત બે ટીપાં હોઠપર મેલ્યાથી મને કેહેવામાં આવ્યું છે કે જીવમાં નવું જોર આવે છે. એ મને રાણી-માતાની ભેટ છે, અને જોકે એ ભેટ કરવામાં તેણીએ જે મતલબ સાચવી અને સમજાવી છે તે તેણીનો હલકો ખવાસ ઉંઘાડો પડે છે, તોપણ હાલ તેણીની આ ભેટ હું માનું છું કે મને બેમુલ ભેટ સરખી કામે આવે છે. (સઘલું આપે છે.) એ નવા પોશાકમાં નવે હાલે જ્યાં તું બાંનુનો ભરથાર છે ત્યાં જા, અને તેની દુરથી પરીક્ષા કરી તું બાંનુને જે વાજબી રાહ સુજે તે અખ્ત્યાર કરજે.

**ખુશચેહેર**—તારી સલ્લાહ અતી રાસ્ત છે, મારા વિશ્વાસુ દોસ્ત, અને તેં મારૂં અરધું દુઃખ ભુલાવી દુર કીધું છે. ઘ્યાંથી શેહરે ગુલઆબ સુધી તો શું પણ પાતાલનાં ભીતરમાં એ મને બેવફા પોકારનાર મારા ભરથારની તપાસ લેવા સારૂ જવું પડતે તો ત્યાં પણ સઘલા જોખમો અને જંજાલો છતે જવાને હું ડર કે દરકાર કરતે નહીં.

**બાબક**—તો હું દુઃખ સાથ હવે તું મેહરબાંનથી રૂખસદ ચાહુંછું. જેણે પોતાનાં વતનની સરહદ પણ જોએલી નહીં તેને આ દુર વેરાંન જંગલમાં મેલી જતાં મારૂં તન બદન ધ્રુજે છે, પણ ખરાંને ખુદા રાખનાર છે, તો તે પાક પરવર તું ખાલેસ દીલ બાંનુનો રાહબર અને રાહનુંમા થાઓ—સલાંમ!

(જતો રહે છે.)

**ખુશચેહેર**—(એકલી) ગયો! આ અદેખાં ઝાડોએ આ દુન્યામાં મારી દયાનો ખાનાર અને મારા તરફ કદરદાંની બતાવનાર એકજ જે વફાદાર દોસ્ત હતો તેને પણ પોતાને ઓથે ઢાંકી મને અનાથ એકલી ઘ્યાં ઉભી રાખી છે! હવે હું કયાં જઇશ? એકલી અબલા જાતી કોણુને આસરે જઇ પડીશ? અરે, અરે ભરથાર! (રડેછે) તું મારા નીરપરાધી હાલથી બેખબર જો તારા કાચ્ચા કાનનોજ ભોગ થઇ પડયો હશે તો તારા ગુસ્સા વચ્ચેબી તારૂં દયાલું દીલ મારાં મોહોત પર માહેતમ વરસાવતું હશે. પણ હું આણી છું. તારી દુરની તપાસ લેઇ ખરા ખુલાસાથી આ ઉભાતી છાતી ખાલી કરવા હું આફી છું!

(જતીરહે છે.)

---

# પ્રવેશ ૬ ઠો.

## તખ્તે ખુરશીદ.

(શાહ તેહેમાસ્પનો મેહેલ.-તેહેમાસ્પ ગાયણ ગાતો દાખલ થાયછે.)

ગાયણ.

"તુને પ્રીત લગાકે"—રાહ,

* બેટી! તેં તો પ્રીત લગાડી આખર મારી લાજ ગુમાવીરે.—બેટી.
રૂસવા મને, છોકરી, કીધો તેં શેહેરમાં,
છોડી ઘેર શે'ર સર્વે કોઇ—ઇજ્જત મારી ધુલમાં મિલાવીરે—બેટી.

(ગાયણ પુરૂ થતાં રાણી તેહેમીના દાખલ થાય છે.)

**તેહેમાસ્પ**—એ તું શું ગજબની વાત મને સંભલાવે છે! શોધ કરવામાં કાંઇજ બાકાત રાખી નથી?

**તેહેમીના**—મારા ખાવંદ, મેં ચોપાસ માણસો દોડાવ્યાં છે, અને તેથી વધુ—આપણો આલમગીર પોતે તેની ખોલમાં દોડયો છે.

**તેહેમાસ્પ**—મેં તેને તારી દેખરેખ હેઠલ સોંપી હતી, અને જો એ દુકતી તોપણ છટકી જઇ શકી તો મને ભય છે કે તે પેલા બદખસલતી છોકરાને જઇ મલી છે.

(આલમગીર આવેછે.)

**તેહેમીના**—કેમ બેટા, શા સમાચાર?

**આલમ૦**—પેલો લુચ્ચો બાળક પણ કેહે નજરે પડતો નથી અને તેથી ચોકસ જણાય છે કે તે તેને લઇને જ્યાં પેલો હીચકારો પોર્યો જઇ ભરાયો હશે તે તરફ નાહસી ગયો છે.

**તેહેમાસ્પ**—અફસોસ, અફસોસ, ખુશચેહેરની માતાએ એક એવી નારવા બેટીને અવતાર આપ્યો તે કરતાં એક મુએલાંજ ફરજંદને જનમ આપતે તો બેહેતર થતે. દીકરીઓ જો બાપના શત્રુની જગ્યા રાખી તેનાં નામને કલંક અને દાઘ પોંહોંચાડવા ખાતરજ પેદા થતી હોય તો દીકરીઓના બાપ થવામાં કુદરતની એક સજા સમાએલી છે એમ મારે સમજવું જોઇએ.

**તેહેમીના**—આજ કેટલું થયું તે પોતાના ઓરડામાંથી બાહેર નીકલતી ન હતી, અને કોઇસે પણ મેલાપ કરવાની તે ના પાડતી હતી.

---

*આ ગાયણ મહરૂમ કાબેલ મુનશી રૈનકનાં એજ રાહનાં અસલ ઉરદુ ગાયણનો લગભગ તરજુમો છે. બનાવનાર.

**તેહેમાસ્પ**—બેટા આલમગીર, મારી ખાસ ખુશી છે કે તું તે ગુનેહગારોની દુંબાલે દોડ, અને જ્યાંબી હોય ત્યાંથી તેમને પકડી લાવી મારી હજુરમાં હાજર કર. (આલમગીર જવા કરે છે) પણ સબર, આપણા સિપાઇઓની અકેક ટુકડીને પણ ચોપાસ રવાના કરી દે કે તે ગુનેહગારોને બચી નાહસવાના દરેક મારગ બંધ થઇ જાય.

(રાંણા સાથ જતો રહે છે.)

**આલમગીર**—(એકલો) મને પેહલેથીજ વિચાર હતો કે શાહનો મારા ઉપર પુરતો એતબાર છે અને અંતે એ વિચારમાં હું પોતાને ખરો પડેલો જોઊં છું. હવે મારો દરજ્જો વધ્યો છે. પેલા તુંદ તકોબરીયા પોર્યા ખુશબખ્તને હવે શાહ બેવડો ધીક્કારશે અને મને બેવડો ચાહશે, અને હવે હું રાજમાં મોટો વગ અને મોટી હોરમત પામીશ. હા, જો એ મારો શત્રુ મારે હાથ આવે અને અગર શાહ તેહમાસ્પ તેનું સર મને તનથી જુદુ કરવાનો હોકમ આપે તો કેટલા હરખથી હું આ મારી તલવાર તે નાપેકારની ગરદન ઉપર ફેરવી કાઢું. પણ તે કયાં હશે? શાહે મને તેની દુંબાલે પડવા કહ્યું છે, પણ હું જો જાણતો નથી કે તે કયાં છે તો હું કયાં જઇશ? પણ કાંઇ નહીં, જ્યાં જવાશે ત્યાં જઇશ, અને તેને પાતાલના પેટામાંથીબી ખેંચી કાઢી હું મારી કાબેલીયતની જાબજા વાખવાખી જગને મોંને બોલાવીશ.

(જતો રહે છે.)

---

## પ્રવેશ ૭ મો.

### સીનર શેહરનું એક જંગલ.

{ એક અંધારો ગુફો. ખુશચેહેર એકલી મરદના પોશાકમાં ગાતી દાખલ થાય છે.

ગાયણ.

"અએ રશ્કે કમર"—એ રાહ.

અએ જાને મન! જાન મારો, જાણ, છે બેજાર!
તુંજ યાદમાં મુજ જાનતો હયરાન છે બેજાર—અએ જાને મન.
તુંજ યાદની મોહબતનો અરમાન છે બેજાર!
ભટકતાં મુજનો હાલતો બેભાંન છે બેજાર—અએ જાને મન!
ખાવીંદ તુંજ ખ્યાલમાં મુજ ધ્યાંન છે બેજાર!
જુદાઈના વીલાપમાં જબાંન છે બેજાર!—અએ જાને મન.

(ગાયણ પુરૂં થતાં) મરદોની જંજાલનો જ્યાંવેર મને અભ્યાસ થયો ન હતો ત્યાં વેર તેનાં સંકટોથી હું બીલકુલ બીનવાકીફ હતી. ચાલતાં ચાલતાં મારા પગ ફાટી આવ્યા છે. આજ બએ રાત થઇ હું દરાંમણાં જંગલોમાં ભટકતી ફરૂં છું, પણ શેહરે ગુલઆબ તરફ નીકલી જવાનો માર્ગ જડતો નથી. રસ્તે કોઇ રાહબર મલતો નથી, અને જંગલનાં જનાવરોના પોકારો મને મરવા પેહેલાં અધમુઇ કરી નાંખે છે. જેને સુવાને મખમલી સેજ તેને કાંટા કંટારી ને આ ઝાડી ઝાંખરાંમાં રાતવાસો એકલી પડી રેહવું પડે છે. અરેરે! તે સઘલું હું કોણને ખાતર ખમું છું? તારે ખાતર, મારા ભરથાર! નીરંતર તારી યાદે હું બલું છું. હજી બી તારી યાદ મારી ભુખનો ખોરાક છે. તારી યાદ મારાં સંકટમાં સબુરી છે. તારૂં નામ મારો ધીરજવંત ભોમીયો છે—પણ અરે, આ સરલ વાટ શાંની પડે છે? હાંથી કયાં જવાય છે? હા, આ સામેને ગુફા કોઇનું રેહેઠાંણ સરખું જણાય છે. ખાધા પીધા વના હું હવે છેકજ લઠડી પડું છું તો હું એ ગુફામાં જઇ એક રોટલીનો ટુકડો અને પાંણીનો ગોટ મેલવી આસુદગી પામું-પણ સબર! તેઓ જંગલવાસી જંગલીઓ હશે અને મને હેરાંન કરશે તો? જે બને તે, તે યજદાં મારો રખેવાલ છે અને મારી પાકીજગી મારૂં બખતર છે. (ગુફા તરફ જઇને) કોઇ છે? અંદર કોઇ છે? (જવાબને માટે થોબીને) કોઇ જવાબ નથી આપતું! (અંદર દોકાવે છે) આહા! શું આમાં સામનની ગોઠવણીની સુઘડાઇ અને સફાઇ છે! સામન છે તો જુજ પણ તેને રાખનાર રખેવાલ કોઈ જંગલી નહીં પણ સુધરેલા શોખનો આસામી નજરે આવે છે, પણ આ વેરાંન જંગલમાં રેહેઠાંણ કરી કોણ પડેલું હશે? આ જંગલને વતન ને આ ગુફાને ઘર બનાવાના તે એમાં રેહેનારને શું બાએસ જણાયો હશે? અંદર જાઉં, ને જાઉં જો કાંઇ ખાવા પીવાનું મસે તો.

(અંદર જાય છે.—બાહેરથી બખતાવર બેહમન અને અર્દેશીર આવે છે.)

**અર્દેશીર**—બેટા બખ્તાવર, શિકારગાહમાં આજની તારી દલેરી મને ખચ્ચીત મગરૂર બનાવે છે, અને બેટા બહમન તું તારા ભાઇને જોકે દલેરીમાં વીસારી નથી શકતો તોપણ તારાં કૌવત ઉપર હું ઓછો રીઢા નથી.

**બેહમન**—પીતાજી, આજનું ખાનું આજે આપણે સઘલા એવડી લેહજતે ખાઇશું. આજે સઘલા ઠાકેલા છીએ, અને તેથી હું માનું છું કે આજે જેમ મને તેમજ તમને બંનેને ભુખની તલબ વધારે છે.

**બખ્તાવર**—બેરાદર તું રાસ્ત કેહે છે. આપણા પીતાજીનું આપ-

ણને શીખવયું છે કે પરસેવાની રોટલી હમેશ મીઠી છે, અને રોટલી પેદા કરી લાવવાની આજની આપણી જેહેમત જો રોજ કરતાં બેવડી છે તો તેની પુઠે તે ખાવાની લેહેજત અને તલબબી બેવડી નીવડશે એ કુદરતનાં બંધન મુજબ થશે—પણ અરે આ અવાજ શાનો?

**બેહુમન**—કોઇ ગાએ છે! (ઘણીજ અચરતીથી) આ વેરાંન જંગલમાં આવો મીઠો ઠંડો શરોદ!—ઓ તે મારૂં કાલજું ખુશાથી વીંધી નાંખે છે.

(સઘલા સાંભલે છે—ખુશચેહેરનો અંદરથી સાદ આવે છે.)

ગાયણ.

"આદમ કયુ સયતાંનકો"—રાહ.

આ દમ છે આ તનમાં ગમે ગીરફતાર,
ના કર સેતમ ગમ મુજ પે, બની જુલમગાર—આદમ.
જનમી જંજાલની જાલમાં લખેલો લેખ તે થશે,
લખ્યું કીસ્મતની ફાલમાં બનવું તે તો બની જશે—
ફરીઆદનો અવાજ સુન અએ રબ! છે ગજબ ગજબ,
વફાની પર જફા બી છે દુ:ખ છે એ અજબ અજબ!

**બખ્તાવર**—અરે આ તો કોઈ નસીબને રડે છે. કોઈ જમાનાના દોરમાં ફસી પડેલું ફરીઆદનો અવાજ ઉઠાવે છે?

**બેહુમન**—અરે પણ સાંભલો, આ અવાજ! વલી આપણાજ ગુફા-માંથી આવતો જણાય છે!

(ગુફા તરફ જવા કરે છે.)

**અર્દેશીર**—સબુર કરો બેટાઓ, તમો હાંજ ખોટી રહો; મને પેહેલાં જોવા દેઓ. (ગોફામાં દોકાવીને જોઇને) આહા, આ ગાનાર જેવો શીરીન હલક ધરાવે છે તેવુંજ અજબ હોસાંન પણ ધરાવે છે, અને એ જો આપણું ગઇ કાલનું વધેલું ખાનું ખાય છે તે ખાતો ન હતે તો હું માનતે કે તે કોઈ પરીજાદો કે પેલી દુન્યાનો રેહેવાસી છે. આવો બેટાઓ, પણ ધીમે.

(સઘલા અંદર જુએ છે—ખુશચેહેર પાછું ગાએ છે.)

**બેહુમન**—પીતાજી, આ માણસ કોણ છે તે આપણે પુછયે? એના તરફ મારૂં દીલ એટલું ઉછાલા કેમ મારે છે?

**બખ્તાવર**—બેરાદર બેહમન, તું મારા વિચારોના પડઘા મારે છે. તેને ભેટવાને હું પણ તારીજ પેઠે આતુર થઇ રહ્યો છું. ઓ પણ તે આપણને જુએ છે! તે હાંજ આવે છે.

(ખુશચેહેર બહાર આવે છે.)

**ખુશચેહેર**—અએ નેક મરદો, આ ગુફાવાલાં પણ સુખદાયક મ- કાનના જો તમો માનવંત રખેવાલ હો તો તમારાં એ અએવાંનમાં વગર પરવાંનગીએ ગુસવાની મારી દેખીતી બેહયાઇ માટે હું ઓઝરખાઇથી દરગુજર ચાહું છું, અને તોબી હું તમો મેહરબાંનોને ખરેખરૂં કહું છું કે અંદર જવા પેહેલાં કોઇ હોય તો તેને પુછી તેની પરવાંનગી લઇને જવાને મેં બાહેરથી ઘણા પોકારો માર્યો, અને જ્યારે કોઇએ જવાબ અથવા દેખાવ નહીંજ આપ્યો ત્યારેજ હું અંદર ગયો, અને વાખાનો મારેલો અતી ભુખ્યો હોવાથી તમારા સુકા પણ સ્વાદીષ્ટ ખોરાક અને ઠંડાં આબથી હું આસુદગો થયો છું. એ એહસાંનમાં અગર તમો નહીં મલ્યા હતે તો હું આ દેરમો લ્યાંજ મુકી આવતે, પણ જ્યારે તમો હાજર છો તો તે તમો મારા જીગરના દુવા સાથ બાહાલ રાખો.

(આપવા કરે છે.)

**અર્દેશીર**—છોકરા, તારા પૈસા તું તારીજ પાસ રાખ. તુંએ અમારાં તૈયાર ખાણાંનો ઉપયોગ કીધો તેથી નહીં પણ તેના બદલામાં તું આ નાણું આપવા માંગે છે તેથી અમને ખોટું લાગે છે. અમો જંગલવાસી છીએ પણ જંગલી નથી, અને તેથી પરોપકારના આશીરવાદથી અજાણ્યા નથી. પણ કહે છોકરા, તું કોણ છે? તારૂં હોસાંન હુરોથી જ્યાદે છે, અને તારી પેશાંની કોઇ બુલંદ અને ખાનદાની લોહીની ગવાહી આપે છે તો તું કોણ છે, તારૂં નામ શું છે, તું ક્યાંથી આવ્યો છે, ને ક્યાં જવાનો એરાદો ધરાવે છે?

**ખુશચેહેર**—હું સોદાગર માબાપનું ફરજંદ છું. મારી માવતર મરણ પામેલી છે, અને મારા પેદર સાથ હું શેહરે ગુલઆબ તરફ જવા નીકલ્યો હતો જ્યાંથી માર્ગમાં એતેફાક હમો જુદા પડી ગયા, અને ભટકતાં ભટકતાં પણ મારાં કમનસીબનો વારો આવતો નથી. મારૂં નામ બેજન છે.

**અર્દેશીર**—છોકરા, આ અમારાં ગરીબ ઘરને તું તારૂં પોતાનું સમજ. તું ભુલેલો પણ ભલે આવ્યો છે. બેટા બખ્તાવર, બેટા બેહમન જવાંન બેજનને એક બેરાદર તરીકે બાહાલ રાખી આપણાં ગરીબ ઘરમાં આવકાર આપો.

**બખ્તાવર**—એનું હોશાંન છોકરા કરતાં છોકરીને વધારે મલે છે, ને તેથી જો એ છોકરી હતે તો હું એને બેહેન સમજી મારી સાથે રાખતે, પણ એ છોકરો છે તો બેરાદર બેજન તું અમારાં મકાંનમાં હજારો આવ- કારથી ચાહે ત્યાંસુધી ભલે આવ્યો છે.

**બેહુમન**—આપણુ એક બાપના બેટા હોય તેમ ત્યાં રહીશું. તને જોતાંજ અમારૂં દીલ ખુદા માલુમ શાએ પણુ મોમ મીસાલે પીગલી ગયું છે, અને આ જંગલ વચ્ચે એક સમવયનો સોબતી પામવાથી અમને અતીશે હરખ થાય છે, તો હું પણુ કહું છું કે બેરાદર બેજન તું અમારાં મકાનમાં હજારો આવકાર સાથ ભલે આવ્યો છે.

**ખુશચેહેર**—હું હેશાંનમંદ છું. તકોબરીયા તવંગરોના મેહેલ કરતાં ગરીબ પણુ સાહલેસ લોકોનાં ઝુપડામાં પરોપકારના પાઠનો આવો અચ્છો અભ્યાસ થાય છે એ આજે હું પેહેલુંજ અનુભવું છું. તમારી માયાભરી મદારતનો એક બે દીવસ અતી હેસાંન સાથ લાભ લેઇશ.

(સઘલાં જાય છે.)

---

અંક બીજો સમાપ્ત.

---

# અંક ૩ જો.

## પ્રવેશ ૧ લો.

### સ્થલ—સીનર શેહેર.

(અરદેશીરનો ગુફો;—બખ્તાવર, બેહમન અને ખુશચેહેર.)

ગાયણ.

"કોઇ રબકી મતલબ"—એ રાહ.

શું માનું તમનું હું હયશાંન—રાખી મુજને અપને અયવાંન,
કીધું જીવ્યું જીવતર પરમાંણુ–દીધું મુજને તો જીવતદાંન.—શું માનું.
(પણ) જાઉં હું તજી મકાંન—હવે ફરમાવો એટલી શાંન,
નહીં રેહેવું તો શોભે હરઆંણ—જવા દો દોસ્તો કદરદાંન,
ભુલીશ નહીં દોસ્તો તમ સમાંન.—શું માંનું.

**બખ્તાવર**—અએ બેરાદર, તારૂં દુઃખ અમોને એક ભરમભરેલાં ઉખ્યાનાં સરખું છે, અને તે તું જો ખુલ્લું કરી અમોને જાહીર કરવાને રાજી નહીં થઇ શકતો હોય તો તું ખાત્રીથી માંન કે તે તારી મરજી ઉપરાંત જાણવાને અમો રાજી થઇશું નહીં, પણ અમારી ઓઝરખાહી- ભરી અરજ એટલીજ છે કે તું આ મકાંન છોડી જવાનો તારો એરાદો પાછો ફેરવ, અને આ ગરીબ રેહેઠાંણુ સદા તારૂં પોતાનું ગણી આ અ- મારી જંગલવાસી જીંદગીને તારી હાજરીથી હસતી રાખ.

**બેહમન**—બેરાદર બેજન, જે પલથી અમોએ તને જોયો તેજ પલથી તુંએ અમારૂં દીલ એવું તો જીતી લીધું છે કે એક સગા ભાઇથી તું અમને જ્યાદે વ્હાલો લાગે છે, અને તેથી અમોને મોહબત લગાડી તું અતરેથી પાછો ફરવા માંગે છે તે તારો ઠરાવ અમોને ખચ્ચીત દુઃખી કરે છે.

**ખુશચેહેર**—નેક ખસલત બેરાદરો, જ્યારે જંગલ વચ્ચે હું એ- કલો પડયો, અને જ્યારે મારાં હીણાં નસીબે આ પાહાડો વચ્ચે મને રખડ ફરમાવી, ત્યારે મને ખ્યાલ વટીક નહીં હતો કે હું તમો જેવા દાદખાંહ મેહરબાંનોને ત્યાં મેહમાંન ઉતરીશ, અને તોબી ફકત એકજ દીવસનો આસરો માંગતાં આજ પંદર દીવસ થયા તમોએ તમારાં મકા-

નનો રેહેમદીલી ભરેલો બખ્તાવર આશરો મને આપ્યો છે અને હજી પણ આપવા માંગો છો, તો ફરી એકવાર હું મારા કસદથી હાથ ઉઠાઉં છું, અને હવે તમો શિકારઘાહે સીધારો. આજે મારી તબીઅત મને વધારે નાદુરસ્ત જણાય છે તેથી હું અંદર જઇને સુઇ રહીશ.

**બેહમન**—બેરાદર બખ્તાવર, આજે શિકારમાં આવવાને મારૂં દીલ થતું નથી માટે તું પીતાજી સાથે જા, અને ફક્ત ભુખ મટાડવા જોગું કાંઇક લઇ ઝટ પાછો આવ; હું અતરે રહી આપણા બેજનની કાંઇક મદારત કરીશ.

**બખ્તાવર**—મારે કબુલ છે.

**ખુશચેહેર**—નહીં મારા અઝીઝો, મારી તબીએત નાદુરસ્ત છે, પણ તે એટલી નાદુરસ્ત નથી કે તમારી રાબેતાની રમતમાંથી હું તમને રોકવાની અગત જોઉં. તમો સુખેથી સીધારો. મારો જીવ જરાક બેતાબ મારે છે ખરો, પણ આ શીરોઇ (બતાવે છે) મને એક તમ સરખાજ ખરા દોસ્તે આપેલી છે, અને કહ્યું છે કે જ્યારે જીવ ઘણો બેતાબ મારે ત્યારે એ માંહેલાં ફક્ત બેજ ટીપાં હોઠપર મેલ્યાથી જીવમાં અતી ઘણી હોસ્યારી આવે છે, અને સઘલાં દુ:ખતાં દુ:ખો ભુલાઇ જવાય છે. એનો તમારાં અતરેથી સીધારવા પછી હું ઉપ્યોગ કરીશ, ને તેથી મને માનવાને કારણ છે કે તમો પાછા ફરશો ત્યારે મને વધારે સારા હાલમાં જોશો.

(અર્દેશીર આવે છે.)

**અર્દેશીર**—ચાલશો બેટાઓ? આફતાબ માંથે આવતો જાયછે અને તપતા તાપમાં આપણે વગર થાકે થાકીને આઝેઝ થઇશું. (ખુશચેહેરને) બેટા બેજન, તું ઉદાશ તો હમેશનો છે પણ આજે તારો ચેહરો ગવાહી આપે છે કે તું વધારે બેચેન છે, અને તારા જીવને સુખ નથી. તું અંદર નચીંતે સુઇ રહે. હમો ઝટ પાછા ફરીશું.

**ખુશચેહેર**—તમો મારા ખરા દાદખાં દોસ્તો છો, સીધારો!

(સર્વે ખુશચેહેરને મલીને જાય છે.)

**ખુશચેહેર**—(એકલી) કીસમતનું કરવું ઓર છે. બાબકનાં આ જંગલ વચ્ચે મને છોડી જવા પછી આ મકાંન મને છોડવા ગમતું નથી, કેમકે મારે બેવફા ભરથાર શેહરે ગુલઆબમાં હજી ઠડીને બેસી રહ્યો હોય એમ માનવાને વેહમ પડે છે, અને તેથી એક વાર અતરેથી જવા પછી ભટકતી ભીખારી જીંદગીએ રેહવા કરતાં આ દયાલુ દોસ્તોના મેહરબાંનીભરેલા

આશરાના સાલા હેઠલ રેહેવું મને વધારે દુરસ્ત જણાય છે. પણ અરે અરે ભરથાર, તેં મને આ ક્યાં લાવી નાંખી! હું અબલા જાતી આ ઠગાઇના પોશાકમાં ક્યાંવેર અહીં પડી રહીશ? ઓ દાદગર! એવી રાતો દીનની આફતમાં મને નાંખી મેલવા કરતાં તું મારો જીવ કાં લેઇ લેતો નથી કે આ સદાનાં દુઃખમાંથી છુટવું થાય! (રડેછે) મારો બાપ મારી અચબુચી ગેરહાજરીથી શું સમજશે? રે તે મારે માટે હજારો ભુંડા ખ્યાલો કરશે, અને તોબી હું તને તેમજ મને સાફ અતરે આવી પડીછું તેની તેને કેટલી થોડી ખબર રહેશે! આ શીરોઇ (કાઢેછે) મને બાબકની આપેલીછે. એને એ મારી રાણી–માતાએ ભેટ કરી હતી એમ એણે મને સમજાવ્યું, અને તેની અંદરતું આ આબ એટલું બધું જીવને આરામ આપનાર છે તો—(થોડુંક પીએછે.)

(જરા થોભીને) પણ અરે આ શું? મારો જીવ વધતો ફરે છે કેમ? મારી આંખે અંધારાં કેમ આવે છે? આ દવા મને બેફાંમ બનાવતી જણાય છે! ત્યારે શું બાબક મારાસે દગો રમ્યો? કેમ બને? (લપેરા ખાય છે.) મારા ટાંટયા ઠરતા નથી–ઓ! અરે!

(બેસુદ્ર થઈ પડે છે.)

---

## પ્રવેશ ૨ જો.

### એક બીજું જગલ.

[અરદેશર, બખ્તાવર, અને બેહમન.

**બખ્તાવર**—નહીં પીતાજી, અમો તેનું શું દુઃખ છે તે જાણી શકયા નહીં. અમોએ એકથી વધુવાર એ છોકરાને તેનાં દુઃખથી અમોને વાકેફ કરવાને અરજ કરી, પણ અમોને માઠું નહીં લાગે તેવી રીતે તે હમેશ અમોને ઉડાવે છે.

**અર્દેશીર**—એ ખરેખર કોઇ ઉમરાવ ખાનદાનનું ફરજંદ છે. એની અદા, બોલીનો મીઠાસ, વાત કરવાની સભ્યતા અને સૌ સાથની સાહલેસાઇ ખરાં તોખમદાર લોહીની પ્રગટ ગવાહી આપે છે.

**બેહમન**—પણ એનું ગાણું કેવું સદાનું મીઠું છે! અને ખાનું પકાવાની એણે લીધેલી તરબીએત એક અબલા જાતીને શરમાવે એવી જણાય છે! ખરૂં કહું છું પીતાજી, કે જોકે એ આપણાં મોં ઉપર ખુશી અને સુખી દેખાવાને કોશેશ કરે છે, તોપણ એકાંતમાં એને દુઃખની હાયો મારતો અને આંખોમાંથી મોતી સમાન આંસુ ખેરવતો અમો બે

બેરાદરોએ એકથી વધુ વાર પકડી કાઢયો છે, અને તેથી અમારાં જીગર ચાક થઇ જાય છે.

**અર્દેશીર**—પણ સબુર, આ કોણ આવે છે? બેટાઓ, લગાર બાજુ થઇ જાઓ.

(સઘલા બાજુ થઈ જાય છે.—આલમગીર આવે છે.)

**આલમ૦**—(મનસે) એ લુચ્છાંઓની કશી ભાલ લાગતી નથી. એ નાહસી ભરાયલાં નાપેકારો હજી મારા સપાટામાં આવતાં નથી.

**અર્દેશીર**—નાહસી ભરાએલા નાપેકારો! એ શું આપણુને વિશે બોલતો હશે? હું એને ઓલખું છું, બેટાઓ. હું ઘણે વરસે એને જોઉં છું તોબી ઓલખી શકું છું કે તખ્તે ખુરશીદના શાહની હવણુાંની રાણીનો એ કોઇ દુરનો સગો થાય છે. રખે એ આપણી શોધમાં કાંઇ વેરભાવે ઉતરી પડયો હોય, અને બીજાં માણુસો આસેપાસે ફરી વલ્યાં હોય!

**બેહમન**—એ એકલો છે. બેરાદર બખ્તાવર તું પીતાજી સાથ આજુબાજુનાં જંગલોમાં ફરી વલીને જો, જો કાંઇ ગરબડ જેવું જણાતું હોય તો. આ કોણુ છે અને શું મકસદથી અહીં આવ્યો છે તે સઘલું જાંણી એને ઘટતો આવકાર આપવાને હું પોતે એકલો એક કરતાં વધારે છું.

**અર્દેશીર**—એ બી વાત બેહતર છે.

(અર્દેશીર અને બખ્તાવર જાય છે.)

**આલમ૦**—હું જંગલે જંગલ રવડયો, પણ કોઇનો પત્તા લાગતો નથી, અને તેથી નાઉમેદ હાલે શાહની દરબારે પાછો વલવાને મારૂં દીલ થતું નથી. (બેહમનને જોઇને) પણ અરે આ કોણુ છે? કોણ છે રે તું? કેમ જવાબ નથી આપતો તુંદ નાપેકાર? (તલવાર ખેંચી) કમીના કુતરા આ તારી સોખાઇ તું કોણુ સામે ચલાવે છે તેની તને ખબર છે?

**બેહમન**—ઘણીજ સારી રવેસે. તારા જેવા હીચકારા બુબખો છુપ્યા રેહી શકતા નથી. ફકત એકજ નજરે જોયલા તે બાયલાઓ ઓલખાઇ આવેછે.

**આલમ૦**—નાપેકાર જંગલવાસી ભીખારી, તું મને માઠા સુખનો વાપડે છે? એકદમ તાબે થા.

**બેહમન**—કોણુને? તને? (ધીક્કારથી હસી) શા માટે? તું જેમ હલકા સુખનો તારા ગંધીલાં મોંમાંથી જુરાબંધ બાહેર પાડે છે તેમ કરતાં મને આવડતું નથી, ને તેથી તે બાબદમાં તું મારાપર સરસાઇ ભોગવે છે એ વાત હું બખ્શું છું, પણ એથી એકબી મારા કરતાં વધુ લાયકાત

તારામાં જો હું જોઇ શકતો નથી તો તને શરણુ થવામાં અને એક લાકડાંના ટુકડાને શરણે જવામાં હું તફાવત સમજી શકતો નથી.

**આલમ૦**—(ઘણોજ ખીજવાઇ) નીચ કંગાલ, દલદર નાપાક, મારા પોશાક પરથીજ શું તું મને પીછાંણી શકતો નથી?

**બેહમન**—(ધુમ હસીને) પોશાક પરથી? બાહેરનો પોશાક એ આદમીના અંદરના ગુણોની પીછાંણ છે એ હું આજેજ શીખું છું, અને જો એ અભ્યાસ કરવા જોગ હોય તો મારૂં મત છે કે ખાલી મગજના અભણો પોશાકના ઠાઠથી પોતાનો વજન વધારવાને ફાંફાં મારે એ તેમને બીલકુલ અનુકુલ આવતું છે. જો તારા પોશાક પરથીજ તું મને તુંને પીછાંણી કાઢવા કેહતો હોય તો હું કહું છું કે તું કોઇ ખુશામતનો કુતરો છે, અને જેટલી તારી જબાં તેજ છે તેને અરધે હીસ્સે તું બુદ્ધી કે દલેરીમાં તેજ નથી, જેથી મને અફસોસ છુટે છે કે તું મારો બરોબર્યો નહીં નીવડવાથી તને મારવામાં કશી કીર્તી નથી માટે મને તને જતો મેલવો પડશે.

**આલમ૦**—(બાજુએ) એને મારૂં નામ જાહેર કરી ધુજાવવો જોઇએ. (મોટે) હે ઊંધી બુદ્ધિના બદબખ્ત, અત્યારવેર તેં મને જે અપમાનના સુખનો સંભલાવ્યા છે તેને માટે મારા પગ પાસ પસ્તાવા ભરેલો તને ગુઠણુપર પાડવા માટે ફક્ત મારૂં તલેસમાતી નામજ બશ થશે, તો સાંભલ અને ધુજ કે હું તખ્તે ખુરશીદના શાહ તેહમાસપનો સગો રાજમાં ભારે વગ અને હોરમત ધરાવનાર આલમગીર છું.

**બેહેમન**—(ધુમ હસીને) આલમગીર? એજ કે? આલમગીર! આલમગીર નામ છાજે તેને આપ્યું હોય તે જો તું બેહયા સરખો તુંદ બની મને બીહીધરાવા માંગે ને તેનાથી હું નહીં ડરૂં તો તારા જેવા એક મોરનાં પીંછમાં કાગડાથી હું શું દબી જઇશ? તું રાજાનો સગો છે માટે તેનાં રાજમાં વગ ધરાવતો હોય તો ભલે, પણુ તું પણુ જાંણુ અને ધુજ કે આ અને તેની આસપાસનાં સઘલાં જંગલનો જે રાજા તેજ હું પોતે છું.

**આલમ૦**—એમ છે તો, એ જંગલી નાપાક, ચાખ તારી જબાંદરાજીનો સવાદ.

[તલવાર મારવા જાયછે—બંને લડતા લડતા બાહેર જાય છે—બીજી બાજુએથી બખતાવર અને અર્દેશીર આવેછે.]

**અર્દેશીર**—કોઇ મલે નહીં.

**બખ્તાવર**—કોઇ નહીં, પીતાજી. મને લાગે છે કે તમોએ ભુલાવો ખાધો છે. એ આપણા શત્રુ શાહને લાગતો વલગતો હશે, પણ આપણને શોધવા નહીં આવ્યો હોય.

**અર્દેશીર**—હા, પણ આપણે બેહમનને જ્યાંજ છોડી ગયા હતા તે ક્યાં છે?

**બખ્તાવર**—ઓ તે સામેથી આવે છે.

(બેહમન લોહીભરી શમશીર સાથ દાખલ થાય છે.)

**બેહમન**—(હસીને) આ કોઇ આલમગીર ભેજા વગરનો ભમાતુ જણાયો. અક્કલનો જેમ દુશ્મન જણાયો તેમજ દલેરીના હોનરથી તદ્દનજ બીનવાકીફ માલમ પડયો, અને મારી આ તેજ શમશીરના એકજ જરબે તેને પેલી દુન્યાની મુસાફરીએ રવાંને કરી દીધો.

**અર્દેશીર**—(ગભરાટથી) બેટા બેહમન એ તેં શું નાદાની કીધી?

**બેહમન**—લેશ નહીં. એવા હીચકારાને મારવામાં કાંઇ દલેરી યા કીર્તી નથી ને તેથી હું તેનાપર હાથ ઉપાડવાને રાજી થાત નહીં, પણ તેણે તેમ કરવાને મને ફરજ પાડી, પીતાજી. પણ બેરાદર બખ્તાવર, બાહેર તમને બીજું કોઈ મલ્યું કે નહીં?

**બખ્તાવર**—કોઇ નહીં. અમો આજુબાજુનાં સઘલાં જંગલો ફરી વલ્યા પણ કોઇ નામ જાત જણાયું નહીં. (અર્દેશીરને) પીતાજી હવે આપણે જઇશું. ગુફામાં બેજન બેમાર હશે અને મને ત્યાં કશું ગમતું નથી.

**અર્દેશીર**—બેટાઓ તમો ચાલવા માંડો, હું પુઠે આવુંછું. (છોકરાઓ જાયછે–એકલો) કુદરત! કુદરત! તું પાતાલમાં બંધ કરેલીબી ખીલી નીકલશે? આ છોકરાઓએ સાહલેસાઇ જોઇ નથી તોબી સાહલેસછે, કેલવણી કશી લીધી નથી તોબી તેઓનાં મન સારા બિચારોથી ભરપુર છે, દલેરીની અજમાએશ પુરતી બાહેર કીધી નથી તોબી દલેરછે, અને પગલે ડગલે તેઓ બાદશાહી બચ્ચાં હોવાથી બાદશાહી કામોમાં દીપી રેહે એ કુદરતે એમને આપેલી વલાંણથીજ થાય છે. ઓ પણ પેલા છોકરાઓ ત્યાંજ પાછા આવે છે. એ તેઓના હાથમાં શું છે?

(બખ્તાવર અને બેહમન ખુશચેહરને મુએલી સરખી ઉપાડી લાવે છે.)

**બખ્તાવર**—(ગમગીનીથી) પીતાજી ત્યાં જુઓ. જે ગુલાબે આપણાં સદાનાં એકાંત અને વેરાંન અયેવાંનને પોતાની એજમતી હાજરીથી તાજગી બખ્શી હતી તે તેના ખીલતા બહારમાંજ કરમાઇ ગયો. જે આફ-

તાબે પોતાનાં રોશન તેજથી આપણા ગુફાના અંધારા ગારને દીપતો બનાવ્યો તે જોઇએ તે કરતાં વેહેલો અસ્ત થયો.

(ખુશચેહેરને ભોંયપર મેલે છે.)

**બેહમન**—અફસોસ અફસોસ, બેરાદર બેજન તારાં મોહતપર અમો જંગલવાસી અજાણ્યાઓ જ્યારે વીલાપનાં આંસુ વરસાવ્યે છીએ ત્યારે તેથી વધુ કદરદાંની કે દયા અને મોહબતનાં આંસુ વરસાવનાર આ ચોખંડ દુન્યાના કોઇબી ભાગમાં કોઇબી તારૂં વ્હાલું છે યા નહીં તે વાતની માહીતગારીથીબી તેં અમને તદન અંધારામાં રાખ્યા છે.

**અર્દેશીર**—બેટાઓ, આ સેતમ જેટલો અચપુચ તેટલોજ ગમખાર અને ભારે છે, અને તોબી આ ગુલાબ સરીખા છોકરાનું મોં મોત વચ્ચેબી એવું તાજું જણાયછે કે એ મુએલો નથી પણ બેફાંમીના ખાબમાં ચકચુર છે એમ માનવાને મને મન થાયછે, પણ નહીં. (તપાસીને) એની નાડ અવાજ કરતી બંધ થઇ છે. એનાં દીલના સઘલા સાંચા કામ કરતા અટકી પડ્યા છે. ગરીબ છોકરો! આપણાં ઘેરમાં—આ જંગલમાં મરવાજ આવ્યો—અફસોસ!

**બેહમન**—અમોએ તને ભાઈ કરતાં વધુ ચાહ્યો છે ને અમો તને જીવતો છોડવાને રાજી થતા ન હતા. તું હવે મુઓ છે ને જુદો પડયો છે તો તો જીવતોજ છુટો પડતે તો કદી ફરી મલવાની આશા દીલમાં રેહતે.

(રડે છે.)

**બખ્તાવર**—ગમીનાં આંસુઓ આજવેર આ પાહાડી મુકામમાં અમોએ કદી વરસાવ્યાં નથી, તે આજે બેરાદર બેજન! તારાં મોહતપર વરસાવવાં પડે છે.

(રડે છે.)

**અર્દેશીર**—બેટાઓ, હવે ગમ મોકુફ કરો. આ મુડદાંને આપણે આવતી કાલે ભુમીદા કરીશું. આજે એનો દેખાવ હજી એવો તાજો છે કે એને તુરત મટી સાથ મેલવી આપવા અને ત્યાંના કીડાઓનો ખોરાક બનાવવાપર મારૂં દીલ ચાલતું નથી. મુકો એને આ ખુણામાં. નજરનું દુઃખ વધુ છે માટે મુકો, અને ફેરવો તમારાં ગમખાર કદમ આપણા ગુફા તરફ.

**બખ્તાવર**—આજવેર તે મકાંન મને વેરાંન જણાયું નથી. હવે તે મને એકલું લાગશે.

**બેહમન**—આવતી કાલે બેરાદર બેજન આફતાબ રોશન થવા પે-

હેલાં હું તારાં મુડદાંની પાસબાંની ખાતર હાજર થવશ, તેટલાં રે છેલ્લી સલાંમ!

(સઘલા ગમ ખાતા જાય છે.)

**ખુશચેહેર**—(ધીમે ધીમે જાગી ઉઠીને–એકલી) અરે! બેરાદરો, પીતાજી, તમો ક્યાં છો? (અચરતીથી) આ વેરાંન જંગલ! રેહેઠાંણુ ક્યાં છે? ગુફા ક્યાં છે? હું હ્યાં કેમ આવી? અરે બદનસીબ! તું કેટલું બેવફા બને છે. જ્યાંબી—જરાબી મને સુખ મલે એવું હોય છે ત્યાં તું આડે આવે છે! પણુ સબુર, મારી યાદદાસ્ત ભુલતી તો નથી? હું સ્વપ્નો જોઇ ઉઠી છું કે આ સઘલું ખરૂં છે? હું મારા બાપીકા મેહેલમાં મારા મખમલી સેજ પર છું કે આ ખરેખરૂં વેરાન જંગલ ને ભયાનક જગ્યા છે? મને ખ્યાલ છે કે કોઇ ત્રણુ દાદખાંહ નેકખાંહ નરોના ગુફામાં હું મેહેમાન હતી તે ખરૂં છે કે ખાબ છે? પણુ ખાબ કેમ હોય? આ સ્મશાંન સરખી શાંતી–આ ઝાડોમાંથી પસાર થતા પવનના સુસવાટાના ભય ભરેલા અવાજો! ઓ ખુદા! તું મને કયા મારા ગુનાહની આ સજા ફરમાવે છે? હજી મારા પર શું વીટશે? હવે વલી હું કયાં જઇશ? પણુ આ સામેથી કોણુ આવે છે?

{ બાજુ થાય છે.—સરદાર જામાસ્પ અને થોડાક સિપાઇઓ દાખલ થાય છે.

**જામાસ્પ**—આપણાં લશ્કરથી જુદા પડી ગએલા આપણેજ છીએ, અને મને ઉમેદ છે જે હવે આપણે તખ્તે ખુરશીદની સરહદની લગોલગ–પણુ આ કોણુ છે? (ખુશચેહરને) છોકરા તું કોણુ છે? ને આ વેરાંન જંગલમાં એકલો શું કરે છે?

**ખુશચેહેર**—હું રાહમાં ભુલો પડેલો છું. હું વગર વ્હાલાંનો એક ગરીબ નાવારેસ છું. મેં કદી કોઇનો બગાડ કીધો નથી. ખુદાને ખાતર મને અજાબ દેશો નહીં.

**જામાસ્પ**—બીહ નહીં છોકરા. તારૂં હોસાંન એવું આંખને ટાઢક આપનાર છે કે તારો શત્રુ પણુ તને સેહજ પણુ અજાબ આપી શકે નહીં. અમો લશ્કરી આદમીઓ છીએ અને લડાઇને ખાતર કમર કશી છે, પણુ તેથી ખુંની યા ધાતકી નથી. અમો સેતાબગરના શાહ દેલાવરતનના આદમીઓ છીએ. અમારા શાહે તખ્તે ખુરશીદના શાહ તેહમાસ્પ ઉપર લડાઇ ઉઠાવી છે, અને તેથી તખ્તે ખુરશીદની સરહદ ઉપર અમારૂં તમામ લશ્કર છાવણી કરી પડેલું છે. હું એ લશ્કરનો વડો સરદાર છું, અને અમો એ છાવણી તરફ જઇએ છીએ. છોકરા, તને જોતાંજ હું તારાપર રીદા છું. બોલ, તું મારી નોકરીમાં મારા સાથ આવશે?

**ખુરશેચેહેર**—હેસાંન સાથે. (બાજુએ) મારૂં કરમ મને રવડાવવાજ માંગે છે તો જે સેવટ આવે તે તપાસતાં તે જ્યાંબી લઇ જાય ત્યાં જવાને હું તૈયાર છું.

**જામાસ્પ**—તું દુ:ખી થતો જણાય છે, છોકરા, પણ મારા હાથ હેઠલ તું સઘલું દુ:ખ વીસરશે. તારા તરફ મારૂં દીલ એવું દોડે છે કે તને મારી નોકરીમાં નોકર તરીકે લેવા છતાં એક દોસ્ત, સાથી અથવા વિશ્વાસુની પેઠે હું તને સાથે રાખીશ. તું બેફીકર રહે.

(સઘલાં જાય છે.—અર્દેશીર, બેહમન અને બખ્તાવર આવે છે.)

**અર્દેશીર**—બેટાઓ, બાહેર લડાઇની ધમાલ ચાલે છે. તખ્તે ખુરશીદના શાહ ઉપર સેતાબગરનો શાહ દેલાવરતન લડાઇ લઇ આવ્યો છે એમ હમણાજ એક અહીંથી પસાર થતા સિપાહને મોંથી મેં સાંભલ્યું, અને તેથી પેલા ગરીબ છોકરા બેજનનાં શબને ત્યાં ઉઘાડું રાખવું હવે સલાંમતી ભરેલું નથી. હવે આ વેરાંન જંગલ લશ્કરની ધમાલથી ગાજી વાજી રેહશે, અને હજારો લોકોની ત્યાંથી આવ જાવ થશે. માટે કોઇ એ મુડદું જોઇ આપણને ખોલી કાઢશે, અને કોઇ હીચકારાં તોહમતથી આપણને નાહક હેરાંન કરશે, માટે ચાલો તેને ભુમીદા કરી દઇએ—પણ અરે, શો ગજબ! એક સેહેજ વખતમાં તે રૂવાંન કયાં ગુમ થઇ ગયું! બેટાઓ ફરી વલો—જુઓ કયાં છે તે ગરીબ કમનસીબ છોકરાનું શબ.

**બેહમન**—(શોધીને) અફસોસ પીતાજી, તેને મુવા પછીબી સુખથી સુવાનું બન્યું નથી. દીસતુંજ છે કે આપણ તેને મુકીને ખીસવા પછી તુરત કોઇ આ જંગલનું જનાવર તેને ઘસડી ગયું છે.

**બખ્તાવર**—એ એવડો સંતાપ છે. એ દુ:ખ આપણાં દુ:ખની આગમાં ઊમેરો કરનાર છે.

**અર્દેશીર**—નાચાર! તે કીરતારની ખુશીના બનાવોને શરણ થવામાંજ બેટાઓ આપણું ડાહપણ છે, તો હવે ચાલો, જઇશું ગુફામાં.

**બેહમન**—શું કરવાને, પીતાજી? ગુફામાં અમો ઉછરીને મોટા થયા છીએ અને તોબી વગર વાંકે—વગર સતાવણીએ જે રાજાએ તમને દેશનીકાલ કીધા તેના તે અપકારનો બદલો ઉપકારથી વાલવાની આ તક છે. બુજોર્ગ પેદર, આજવેર હું ગુફામાં રહયો અને આ જંગલમાં વસ્યો તે મને નવું કે નવાઇ સરખુ લાગ્યું નથી, પણ બેજનનાં મોહતે મને એ જગ્યા અકારી કીધી છે તો હું માંગી લઉં છું કે આપણે બી શાહ તેહમાસ્પ તરફથી એ લડાઇમાં ભાગ લેવા જઇએ.

**બખ્તાવર**—હા પીતાજી, (કાલાવાલાથી.)

લડાઇમાં જવા છું હું પણ ઉમેદવાર,
તલપેછ મારૂં દીલ મારવા જંગના પોકાર;
દોડેછ મારૂં દીલ તે શાહ તેહમાસ્પની ગમ,
તેના તર્ફથી લડવા છીએ આર્જુમંદ અમ;
તો જવા રજા આપો–યા આવો તમ હમ સાથ,
મોકલો એકલા અમને–જો ન આવો સંગાથ.
આ જંગલની જીંદગી છે હેવાંન સમાન,
એ જીવવું છે ફોકટ–સદા રેહેવું એકસાન;
શું કામની દલેરી અગર જઇએ નહીં બાહેર,
લાયકાત હોય તો શું કામ ન પડીએ જાહેર?
શું છીએ આપણ નામર્દ, નથી શું દલેર?
શાહ તર્ફથી લડવાને નથી નરે શેર?
પારકા દેશનો શત્રુ શું કરશે બરબાદ
તે મુલક જેને તમ જણાવોછ આબાદ?
અપકાર કીધા શાહે તો તેથી શું કામ
આ વખ્તે થઇએ આપણે બદ હરાંમ?

**અર્દેશીર**—બેટાઓ—

સુણી તમ સુખનો છે અક્કલ મુજ હેરાંન,
વચનો તમ સાંભલી છે દર્દમંદ મુજ જાન;
લડાઇ શું? દોસ્ત શું? દુશ્મન શું? શું વેર?
શું લડાઇમાં લડવાનેજ થવું છે દલેર?
જન્મારો તમ કાઢી આ જંગલ દરમેઆન,
પડવા ચાહોછ આજે તમ જંગને મયદાન!
કેમ બને? બેટાઓ ભુલી બેઅખ્ત્યાર
વિચાર નથી કરતા તમ જણાતા લગાર!
શું જાહેર નથી તમને કે છે શત્રુ તે શાહ
આપવા જેને દોડવા માંગોછ તમ પનાહ?
શું જાંણતા નથી તમે કે આ દેશવટો દઇ
થઇ લાગો છે તે આપણો વેરસી મુદઇ?
શું રોશન નથી તમને કે દુન્યાથી રદ
કરી તેણે વરસાવ્યા આ સેતમો સદ?
ભમતી આ જીંદગી—રખડતો આ હાલ
આપણુને આપનાર કોણ છે બીજો કંગાલ?

નહી તકસીર, નહી વાંક, નહી દોષ કાંઇ દયા
વગર અગર આપણે નિકાલ દેશ થયા,
તો જવું પાછું તેવા એક શાહની દરબાર,
છે ઉછાછલાપણું અને મુર્ખાઇ અપાર.
ઓલખી અગર કાઢશે મુજને તે તર્ફ કોઇ,
જાહેર જઇને કરશે શાહને મુજને જોઇ,
તો ગુજરાવશે તે જુલમી હજારો જફા,
થઇ આપણપે તે બેઅખત્યાર ખફા.
માટે ખ્યાલ કરો, બેટાઓ, બને જીનહાર
જવું આપણું નહીં તખ્તે ખુરશીદને દવાર.

બેહુમન—
નહીં નામવર પદર, તું ભુલેછ નેકજાદ,
દુશ્મનનો દોસ્ત થવાની કરેછ બરબાદ
આવીછ સારાં ભાગ્યે બેહતર આ જે તક,
કરવું તારૂં એ નહી દીસતું છે બરહક.
જમાના સમ આજે વરસ છે થયાં,
દેશનીકાલ થવા પછી વરસ વીસ ગયાં!
તો હવે કોણ શકશે પીછાંણી દેખાવ
તુંજ, કોણ શકશે સાંધી દુશ્મનીનો દાવ?
આપી અમને સઘલી પેહલવાંની તરબીએત,
જય જંગમાં રમવાની આ અમની ઉમેદ
—ને મરવા દે નહીં દીલમાં હે બાપ કદરદાન,
માંગીએ છીએ એટલું ઓઝરખાહીથી માંન.

અર્દેશીર—લાચાર, બેટાઓ!
ગર કશી કમર તમ પડવાનેજ મેદાન
થયાછો તૈયાર ખોહવા માન અને જાંન,
આજેજ થઇ અંતે હું પાડુંછું હા,
જીકકર તમની આગલ ટકે કેમ મુજ ના?
જાઓ ત્યારે, લડવાને થાઓ તૈયાર,
શત્રુનાજ શત્રુને કરવા ખોહાર!
આફ્તાબ થતાં રોશન મુકી આ મુકાંમ,
કરવા માંડશું કુચ લઇ પાક યજદાંનું નામ.

(છોકરાઓ ખુશી થતા જાય છે)

(એકલો) કુદરત રે કુદરત, તુંજ ભરમની સમજ
છે અતી હેરત–છે બારીક પેરે રજ!
બાપ તર્ફથીજ લડશે આ બેટાઓ દલેર.
ખુદ શેહર તર્ફથીજ વરસાવશે શત્રુપે વેર!

(જતો રેહે છે.)

---

## પ્રવેશ ૩ જો.

(શેહરે ગુલઆબની સરહદનું એક જંગલ—ખુશબખ્ત એકલો એક ફકીરના લેબાસમાં ગાયણ ગાતો દાખલ થાય છે.

ગાયણ.

"ઇસી આતશે ઉલફત"—એ રાહ.

ફસી તું પાપે જઇ વસી તે જેહાંન જરદાર,
કશી દયા નહીં દીલમાં વસી તને દીલદાર,
ખુશચેહર—વન મેહર—આખેર—
તું થઇ ગુનેહગાર.

ભુલી ભોલાઇની ભલાઇમાં ખરી મોહબત,
વના વિચારે થઇ ફના બની અંતે બદકાર,
રે રદ—હેફ સદ—બખ્ત બદ—
કીધો મને લાચાર.

રડી તુંજ યાદ—આગમાં રવડું આ હેરાંન હાલ,
વસી જીવતાં તુલકની માથે જંજાલ અપાર,
અરે હાં—રે હાં—રેહાં—
કીધો મને ખોહાર.

**ખુશબખ્ત**—(એકલો) અરે એ ફરતાં આસમાન, આ જમાનાની ગીરદેશમાં ફસી પડેલા બદબખ્તોને તું કેવા ફરેબબાજ તારા ખેલો બતાવી અક્લને હેરાંન અને ગુમ કરી મેલે છે! ખુશચેહેર તું મુઇ છે, પણ મારી યાદમાં તું હજી જીવતી છે, અને તારાં જીવતાં જીવત મારા પોતાના જાંનથી મેં તને જ્યાદે ચાહી છે, તો તેજ મીઠી યાદ હવે તારાં મુવા પછી મારાં ગમીથી ગુમતાં મગજમાં સદા તાજી રાખવા તારાં મોહતની જાંમીન-ગીરીની આ ગમખાર ઇધાંણી હું સદા મારી છાતીમાં ચાંપી ભટકું છું. (એક લોહીથી ખરડાયલો રૂમાલ બતાવે છે.) આ રૂમાલ મને બાબકનો રવાના કરેલો મલ્યો છે, ને એ મારી તે બેવફા નારની હસ્તી ખતમ થવાની

ગુવાહી આપે છે. બાબક, એ મારી બેવફા નારને જાનથી બેજાન કરવાનું તને મારૂં ફરમાન હતું ને તે તેં નીમકહલાલીથી બજા લાવી તારી વફાદારીને દાઘ લાગવા દીધો નથી, અને તોબી જો જગતમાં મારી કીસમના ભરથારો અને તારી કીસમના નોકરો વધી પડે તો કેઆંમતનો દહાડો જલદીજ માંથે આવશે. (જરા થોભી) બેવફાઇ! ઓ બુરા ગુનાહ તેં તે મારી દેલરૂબાનો મને ખુંની બનાવ્યો છે, અને તેનો જાન લેવડાવી મને જીવતો રાખી સદાનો જુદો અને જખમી કીધો છે. (રડે છે.) હવે મને આ મારી એકલવાઇ જીંદગી એક ખાલી ભાર સમાન થઇ પડી છે, અને તેથી એ અકારી જીંદગીએ જીવવા અને જુરવા કરતાં હું મરવામાં સુખ માંનું છું. પણ મોહત મોંઢે માંગ્યું મલતું નથી, અને હું તેથી આ ફકીરી લેબાસમાં તેની ખોલમાં નીકલ્યો છું. આ તખ્તે ખુરશીદની ભુમી છે, અને એજ ભુમીપર હું શાહ તેહમાસ્પના સાયા હેઠલ મારી મોહરદાર ખુશચેહેર સાથે ઉછરીને મોટો થયો છું, પણ આજે એ ભુમીપર મારૂં કદમ ઠડાવાની મને બાદશાહી મના છે. આ ભુમી પરથી મને હાંકી મેલવામાં આવ્યો છે, અને તોબી આ ફકીરી હાલે હું ત્યાંજ પાછો આવું છું. એ ભુમી ખુશચેહેરની સઘલી યાદો મારાં મગજમાં તાજી કરી મને નવેસરથી હજારો જુસ્સાઓ વચ્ચે ધ્રુજાવે છે, અને તોબી એજ ભુમી તરફથી સેતાબગરના શાહ દેલાવરતન સામે લડવાને ફકત આએ એક શમશેર સાથ હું જંગનાં મેદાનમાં જીપલાવા જાવું છું. ત્યાં મોહત મને તુરત મલશે. આપઘાતનાં પાપથી આ દુઃખી જીંદગીનો છેડો લાવવાને મારૂં દીલ ચાલતું નથી તે છેડો એ ખુનખાર લડાઇનાં વેહેલા આવશે. બાહેરનો પોશાક માણુસના ભીતરના ગુણ અવગુણ ફેરવી શકતો નથી, તોપણ માણસનાં રૂપ રંગમાં ફેર પાડે છે તેનો જીવતો દાખલો હું પોતે પોતામાં જોઉં છું. આ ફકીરી લેબાસમાં મારા વતનીઓ મને ઓલખી શકતા નથી, ને તેથી જે રાજાએ મને દેશનીકાલ કીધો છે તેજ રાજા તરફથી—મારી ગુજરેલી ખુશચેહરનાજ બાપ તરફથી તેણે આગલ મારાપર કરેલાં હજારો હેસાંનના બદલામાં હું છુપો લડવા નીકલી પડયો છું, અને હું ફકત આ એક હથિયાર સાથ લડાઇમાં જીપલાવું છું. તેટલાં તેમાં જો માર્યો જવશ તો સુખથી મરશ, ને તે જેહાંન મારી ખુશચેહરને જઇ મલવાની ઉમેદમાં મરશ. (અંદર લડાઇની ગરબડ થાય છે) હા! લડાઇ શરૂ થવાનો સમો થયો છે. એ ધમાલમાં હું જઇને જોડાઇ જાઉં કે ઓલખાઇ આવવાની ધાસ્તીથી મોકલો થવશ.

---

# પ્રવેશ ૪ થો.

(તખ્તે ખુરશીદની સરહદ ઉપર એક બોહલું લડાઈનું મેદાન;—શાહ તેહમાસ્પનું લશકર ગાયણના શરોદપર કુચ કરતું દાખલ થાય છે.)

ગાયણ.

(ઇંગ્રેજી રાહ.)

ચાલો જલદી લઇ ભાલા તલવાર મારવા દુસ્મનને ઠાર!
ચાલો સંગ જાઓ જંગ થી ઉમંગ કરી તંગ કંમર સીપાહ સરદાર—ચાલો.
લેઓ જાંન મારો કાપો તમ—વરસાવો શત્રુપે સેતમ,
પેર જમ હરદમ હરગમ ચાલો તમ—દોડો શત્રુને દવાર.—ચાલો.

(ગાયણ પુરૂ થતાં તેહેમાસ્પ લશ્કરને ઉશ્કેરે છે.)

**તેહમાસ્પ**—અએ દલેરો, આ ભુમીએ એક દુસ્મનનો ભાર કદી જીલ્યો નથી અને તમો તમારી દલેરીથી આજે ત્રીજી મરતબે બતાવી આપો કે તે તેની સ્વતંત્રતા સાચવવામાં સદા બલવાન છે. એજ દુસ્મને બે વાર આપણે હાથ હાર ખાધી છે, અને તે છતાં જો આ ત્રીજી મરતબે તેને આ ધસારો મોકલવાનો હીચકારો લોભ થયો છે તો હું પોતે મારાં તખ્તપરથી તમો સાથ આ જંગનાં મેદાનમાં જોડાવા હાજર થયોછું, અને આપણે આજે એ દુસ્મનને એક એવી શીકસ્ત ફરમાવીશું કે જેથી તે અને તેના વારેસો સદા સુધી તખ્તે ખુરશીદની સમાધાનીભરી શાંતીમાં લેશ પણ ખલલ કરતાં ધ્રુજીને પાછા હઠશે.

(ગાયણ પાછું ચાલુ કરવામાં આવે છે, ને લશ્કર શાહના હોકમ મુજબ અંદર કુચ કરી જાય છે. શાહ બાજુએ ઉભો રેહે છે—બીજા હાથપરથી સરદાર જામાસ્પનું લશ્કર બીજાં ગાયણના સરોદપર કુચ કરતું દાખલ થાય છે.)

ગાયન.

(ઇંગ્રેજી રાહ.)

મારો! કાપો! રેંહેસો સપ સપ!
પકડો! ઝુંડો! સરો જપ જપ!
ખેંચો! કાઢો સમશીર તમ!
દોડો લેવા દુસ્મનોનો તમ દમ!
છોડો તોપના ગોલા ધરરર!
મારો! છોડો તીરો સરરર!

ધામો! ધસો ધમ ધમ ધમ!
દોડો લેવા દુશ્મનોનો તમ દંમ!
સેર સમાન મારો પોકાર!
દુશ્મનનાં ધ્રુજાવો હાર!
જંગ મયદાંન જંગી સરદાર!
ચાલો–ચાલો–ચાલો–ચાલો શત્રુઓને દવાર!

(ગાયણ પુરૂ થતાં જામાસ્પ લશ્કરને ઉસકેરે છે.)

**જામાસ્પ**—(પોતાનાં લશ્કરને) દોસ્તો, આપણને એક હક સારૂ લડવું છે, અને જે અસલ ઔલાદથી ઉતરી આવેલો હક તે દુખાડવાની આ શેહેરની કોશેશ ઉંધી મારવાની આપણાં તખત તરફની પાક ફરજ અદા કરવામાં જીવના જોખમે તમો દલેરો તમારૂં બનતું કરશો એવી હું ઉમેદ ધરાઊં છું. હું આગલ થાઊં છું, અને તમોને મારે પગલે પડવાની સમજ આપવી પડશે નહીં.

(પાછું ગાયણ ચાલુ થાય છે, અને લશ્કર અંદર કુચ કરી જાય છે. જામાસ્પનાં લશ્કરમાં હોસંગ બી છે. અંદર લડાઈ ચાલે છે તેવામાં જામાસ્પનો એક સીપાહ શાહ તેહેમાસ્પને ભોંયપર પટકી મારી નાંખવા કરે છે. તેટલાં ખુશબખ્ત તેની મદદે દોડી આવી સીપાહને મારી નાંખી તેને બચાવે છે.)

**તેહેમાસ્પ**—(ખુશબખ્તને ગભરાટમાં) અએ અઝીઝ તું કોણ છે? તેં મને જીવતદાંન આપ્યું છે અને તેનું હેસાંન—(ગભરાટથી આસેપાસે જોઇ) પણ અફસોસ, મારો દહાડો બરગસ્તે જણાય છે, મારૂં લશકર હાર્યું અને માર્યું જાય છે, પણ અરે પેલા ડોસા સાથ પેલા કોણ બે જવાંમર્દો શેરનાં બચ્ચાં પેઠે મારા શત્રુને હઠાવે છે ને હફાવે છે? યા યજદાંન, તેઓ મારાં તુટેલાં દીલમાં નવી ઉમેદ પેદા કરે છે. (પોકાર મારીને) લડો—લડો મારા દોસ્તો. નાબુદ થાઓ ઓ નાપેકારો.

(ખુશબખ્ત, બખ્તાવર, બેહમન, અર્દેશીર વિગેરે તેહેમાસ્પ તરફથી લડે છે—જામાસ્પવું લશ્કર હારીને નાહસી જાય છે—ઘણાઓ મારયા જાય છે—બાકીનાઓ કેદ પકડાય છે, જેઓમાં જામાસ્પ અને ખુશચેહેર પણ આવી જાય છે.)

**તેહેમાસ્પ**—લઇ જાઓ એ કેદીઓને બાહેર અને મજબુત ચોકી પોહોરા હેઠલ જંજીરે જકડી એઓને હું બોલાવી મંગાઊં તેટલાં બંધ કરો. (કેદીઓને બાહેર લઇ જાય છે.—બખ્તાવર બેહમન તથા અરદેશીરને) અએ દોસ્તો તમારી દલેરીએ આજે મારૂં રાજ, મારી હોરમત, અને

મારો જાન સલામત રહ્યાં છે. તમારૂં અહેસાંન પુરા શબ્દોમાં માનવાની મારામાં તાકાત નથી કેમકે તે માટે શબ્દો પુરતા થતા નથી. હું તમોને પીછાંણતો નથી. તમો ત્રણે આ ભુમીમાં પારકા જણાઓ છો ને તેથી હું જાણતો નથી કે તમો આદમ છો યા ખરા ફીરેસ્તા મારી મદદે ઉતરી આવ્યા છો. આવતી કાલે આફતાબ તલુ થતાં મારી છાવણીમાં પધારી મને હેસાનમંદ કરશો, ત્યાં તમો નેકખાંહ દલેરોની વધુ પીછાંણ અને આ નહીં ધારેલી મેહરબાંનીનો મુજથી બની આવતો મીસ્કીન અવેજ આપવાને મને મગરૂબી પેદા થશે. તમોજ મેહરબાંનોનો આજે હું ઉપકારી છું એમ નથી. એક બીજો બી જવાંન છે જેણે એક જોખભરી પલમાં મારી યારીએ આવી મારો જાન બચાવ્યો છે. તે ક્યાં છે? (આસેપાસે જોઇ) અરે અફસોસ, તે હવણાં લ્યાં હતો ને એટલા વારમાં ક્યાં ગુમ થઇ ગયો? લડાઇની ધુમચકરી ભરી ધમાલમાં મેં મુતલગ તેને બરાબર જોયો નથી, એટલે હું ફરી જોતાં તેને પીછાંણી શકું એમ નથી તેમજ તેનું નામ ઠામ પણ મને ખબર નથી, એટલે તે પોતે જો પોતાની ખુશીથી પોતાને મારા દોસ્ત તરીકે જાહેર કરી હાજર નહીં થશે તો હું તેનું હેસાંન કોઇ રીતે વાલી શકીશ નહીં, ને તેથી મને ખચ્ચીત ઘણું દુઃખ થશે. તેની ખોલ કરવાને હું મારૂં બનતું કરીશ, પણ તમો તો દોસ્તો જરૂર કાલે મારી છાવણીને તમારાં મુબારક કદમથી તાજગી બખ્શશો.

(અર્દેશીર, બખતાવર સાથ બેહમન નમે છે—સઘલા જાય છે.)

---

## પ્રવેશ ૫ મો.

(એક બીજું જંગલ. ખુશબખ્ત એકલો દાખલ થાય છે.)

**ખુશબખ્ત**—જેઓ જીવવા માંગે છે અને જેઓને જીવતાં રહેલાં જોવાને હજારો કાલજી કરનારાં હજારો વ્હાલાંઓ સદા જેઓની ગોદમાં છે તેઓને છીનવી લેવાનું ઘાતકીપણું બતાવતાં મોહતને મેહર આવતી નથી, પણ હું મરવા માંગુચ્છું અને મોહતની ખોલનીજ મકસદથી લડાઇમાં જીપલાવ્યું તો ત્યાંબી મોહત મને મલ્યું નહીં. અરે અરે, જે સેંહેકડો કમનસીબો લડાઇમાં કપાઇ મુવા તેઓનાં કમનસીબ વ્હાલાંઓ ઘેરમાં તવલતાં હશે—તેમની ઓરતો વીધવા થઇ આજના દહાડાને શરાપ દેતી હશે–તેઓની માતાઓ, બેહેનો, બચ્ચાંઓ તેમનાં મોહતમાં માહેતમનાં આંસુઓ વરસાવતાં હશે, અને તે સઘલું છતાં તેઓ પર મોહતે પોતાની તડાપ લંબાવી મુજ જેવા એક હીણાને પોતાની દયાથી જુદો રાખ્યો એ શું ગેરઇન્સાફ નથી!

લડાઇમાં મેં મરવા માંગ્યું પણ જ્યારે મુઓ નહીં, અને લડાઇ બંધ પડવા પર આવી ત્યારે ત્યાંથી છુપાછુપ નાહસી આવવામાં મેં ડાહપણ જોયું. તોપણ આ લડાઇમાં જોડાવામાં એક રીતે હું નસીબવાન છું. હું તે ફીરતારનું હેસાંન માનું છું કે જેની માયાભરી પરવરશીમાં હું મોટો થયો તેનો જીવ બચાવાની મને તેણે તક આપી. શાહ તેહેમાસ્પે મને પીછાંણ્યો નથી, તોપણ તેનો જીવ મેં બચાવ્યો એ સંતોશ—પણ આ સામેથી કોણ આવે છે?

(બાજુ થાય છે—શાહ તેહમાસ્પના કેટલાક સીપાઈઓ આવે છે.)

**૧ સીપાઇ**—દુશ્મનનો એક બી સીપાઇ સલાંમત જીવ લેઇ આપણી ભુમીમાંથી નાહસવા પામ્યો નથી એ દોસ્તો ખરા સંતોશની વાત છે. શાહ તેહેમાસ્પની આજની ફતેહ ખરી બખ્તાવર અને બુલંદ છે, કેમકે જેઓ આપણી તલવારના મારાથી બચવા જેટલા નસીબવાન નીવડયા છે તેઓ સઘલા આપણા ઓસ્તવાર બંદીખાનાંઓની હવા ઘોરવા પડયા છે.

**૨ જો સીપાઇ**—અને તોબી આજની આપણી આ ફતેહ માટે આપણને મગરૂર થવાનું થોડુંજ છે. આપણે હારપર હતા, અને લડાઇમાં એક વખત એવો બી હતો કે જ્યારે તખ્તેખુરશીદનું તખ્ત પારકાના પગની ખાક ચુંમતે, પણ પેલા ત્રણ દલેર જવાનોએ શેહેરની નોક રાખી છે.

**૩ જો સીપાઇ**—રાસ્ત કહ્યું દોસ્ત, પણ એઓ કોણ છે? તે ત્રણ જવાન દલેરો ને પેલા ચોથા બાલ પાકેલા બુઢાની દલેરીનાં જાબજા વખાંણ અતરેનાં દરેક રેહેવાશીનાં મોંમાં વાગી રહ્યાં છે, એ કોણ?

**૨ જો સીપાઇ**—તેઓ કોઇ પરદેશી મુસાફરો છે, અને આ શેહેર તરફથી લડયા છે. કાલે શાહે છાવણીમાં મોટી દરબાર ભરવાનો હોકમ ફરમાવ્યો છે, અને ત્યાં તેઓને ભારે સરોપાવ—(ખુશબખ્તને જુએ છે) અરે પણ પેલો કોણ છુપાય છે! બેશક એ કોઇ ફકીરી લેબાસમાં દુશ્મનનો જાસુસ હોશે. (તલવાર ખેંચી મારવા જાય છે.) નાબુદ થા અએ નાપેકાર——

**૧ સીપાઇ**—સબર રફીક, એને મારવો સજાવર નથી. તુરત વેલા આપણે કેદ પકડી એને કાલે દરબારમાં શાહ આગલ બીજા કેદીઓ ભેગો ઉભો કરીશું, જે ઇનસાફ કરી એને ઘટતી ફેજે પુગાડશે.

**૨ જો સીપાઇ**—(તલવાર મ્યાંન કરી) એ બી દુરસ્ત છે. (તેઓ ખુશબખ્તને કેદ કરે છે.)

**ખુશબખ્ત**—(મનસે) અરે બદબખ્ત, મારી હાલતના હજારો ફેરફારમાં આ નવો ફેરફાર છે. હજી આગલ શું થશે તે કોણુને ખબર છે? રે મોહત, મોહત આ કમનસીબ હાંદેસાઓથી છુટો કરનાર તુંજ છે, અને તોબી તુંજ ધીલ કરી એક હરડતા શત્રુની ગરજ સારે છે. (સીપાઇઓ તેને ઘસડી જાય છે.)

---

## પ્રવેશ ૬ ઠો.

એક બંદીખાનું.—સરદાર જામાસ્પ તથા ખુશચેહેર બેડી સાથ કેદ પડેલાં જણાય છે.—સરદાર જામાસ્પ ગાયછે.

ગાયણુ.

"ઘરસે ગઇ મોરી પ્યારી"—એ રાહ.

જુઠી મોહબત છે દુન્યાંની—આખેર એ દુન્યાં છે ફાંની.
નહીં ભુલતો રોશન બખ્તપર—હરગીઝ તું અએ યાર,
થશે ફના માલોજર—નથી કાંઈબી પાએદાર;
જે બંદો એની મોહબતમાં—થઈ જાએછે ગીરફતાર,
પડેછ આલમની લેઆનત—જીંદગીથી થાયછ ખુવાર;
નહીં નીભશે એ જોર જવાંની—આખેર એ દુન્યાં છે ફાની.—જુઠી.
મોહબત તું કર તેની—આવે જે આકેબત કામ,
ગણ નેકીને તુ હલાલ—બદી આયંદે હરાંમ;
પીને તું ના જાંમ પાપી—થા હરગીઝ તું બેફાંમ
રાખ હરદમ જીગરમાં—તું તે સાહેબનું નામ;
કાંહાં દીલબર ને કાંહાં જાંની—આખેર એ દુન્યાં છે ફાંની.—જુઠી.

**જામાસ્પ**—(ગાયણુ પુરૂં થતાં) છોકરા, તેં મારૂં માન્યું નહીં. લડાઇમાં મારા જોડે નહીં સામીલ થવાને મેં તને ઘણું સમજાવ્યું, પણ તું હઠીલો થયો ને તેથી અંતે મારીજ ફેજે તારૂં પુગવું થયું.

**ખુશચેહેર**—અએ નેકખાંહ માલીક, મને તેનો જરાબી અંદેશો નથી. જંગલમાંની મારી રખડતી જીંદગીમાંથી મને બચાવી લેઇ તમો મેહરબાંને મને તમારો સદાનો હેસાનમંદ બનાવ્યો છે તો તમારી વીપતમાં ભાગ લેવામાં હું તે હેસાંનનો એક મીસકીન બદલો પુરો પાડું છું એમ હું સમજુછું.

**જામાસ્પ**—અને તોબી તું તન બદને એવો નાજુક જણાય છે કે વારેવારે તું છોકરો નહીં પણ છોકરી છે એમ માનવાનો મને બેવકુફી ભરેલો ખ્યાલ થાયછે. તારા આ કોમલ કર જંજીરનો આ જુલમગાર ભાર ખમી શકતા નથી, અને આ બંદીખાનાની કઠોર વેદના તારાથી વેઠાતી નથી તે સઘલું દીસ્તું છે. પણ પછી તું શું કહેતો હતો? હું લડાઇમાં મુવો નહીં તેથી તું ખુશીછે ને તે ઉપરાંત શાહ તેહમાસ્પ જીવતો રહ્યો ને તેનું રાજ સલાંમત રહ્યું તેનાબી તું હજારો શોગર કરે છે તેનો શું બાએસ?

**ખુશચેહેર**—અએ મેહરબાંન, આ તખ્તે ખુરશીદ મારી જન્મ ભુમીછે ને તેથી શાહ તેહમાસ્પને અને એ રાજને હું ચાહુછું એ કુદરતીછે. તેમજ તમો મારા માલીક અને ખેરખાહ છો એટલે તમારી સલામતી ઉપર હું ખરાં જીગરનો સંતોશ જાહીર કરૂં એબી તેટલુંજ કુદરતીછે. (બાજુએ) રે તેહમાસ્પ મારો બાપ છે એ અને હું મરદના પોશાકમાં એક અબલા તેની પોતાની અભાગણી બેટી છું તેની અએ સરદાર તને કેટલી થોડી ખબર છે. (હાય મારેછે.)

**જામાસ્પ**—છોકરા તું વલી હાય મારે છે? તારાં મનમાં ભારે દુઃખ વસેલું જણાયછે. તું મને તારા દુઃખનું ખરૂં કારણ કેમ કેહતો નથી?

**ખુશચેહેર**—મને માંફ કરો મુરબ્બી, અત્યારવેર મેં જે કહ્યું છે તેથી વધું કેહેવા જોગ નથી ને તે જાણવાથી તમ નેકખાંહને કશી હાંસલ નથી. તે દુઃખની દવાજ નથી.

**જામાસ્પ**—છોકરા તારૂં દુઃખ જોઇ મારો જીવ કરમાઇ જાય છે. મેં લડાઇમાં હજારો મોહતના કકલાત સાંભલ્યા છે, ને તેથી મારૂં દીલ સંગ સરખું બની ગએલુ છે તોબી તારૂં દુઃખ અને તારૂં હોસાન મારા દીલમાં હજારો દયા અને પ્યારના ઉભરા ઉભા કરેછે. આવતી કાલે સહવારે શાહ તેહમાસ્પ આપણા કેવા હાલ કરશે તે મને રોશણ નથી. પણ તે સઘલા ગમખાર ખ્યાલો દરમ્યાંન તું ધીરજ ધરજે, તારો જાન બચાવા હું બનતું કરશ.

## પ્રવેશ ૭ મો.

[શાહા તેહમાસ્પની છાવણી-એક ભપકા ભરેલી દરબારનો દેખાવ. એક બાજુએ શાહા તેહમાસ્પ એક જરીન તખ્ત ઉપર બીરાજમાન થએલો છે, તેની બાજુએ અર્દેસીર, બખ્તાવર અને બેહમન બેઠા છે, તે ઉપરાંત બાબક, દરબારીઓ, નોકરો વગેરે છે–બીજી બાજુએ સેતાબગરના શાહ દેલાવરતનનાં આદમીઓને કેદી તરીકે ઊભા કરેલા છે, જેઓમાં હોમંગ, સરદાર જામાસ્પ, ખુશબખ્ત, ખુશચેહેર વગેરે છે. દરબાર ફતેહનું ગાયણ ગાય છે.]

ગાયણ.

(ઇંગ્રેજી રાહ.)

* ફત્તેહ! ફત્તેહ! ફત્તેહ! ફત્તેહનાં ગાણાં ગાઓ,
ફત્તેહ! ફત્તેહ! ફત્તેહ! ફત્તેહ થઇ રૂડી આજ,
ફત્તેહ! ફત્તેહ! ફત્તેહ! ફત્તેહ થઇ ખુશી થાઓ,
ફત્તેહ! ફત્તેહ! ફત્તેહ! ફત્તેહનાં વાગે વાજ.

**તેહમાસ્પ**—(ગાયણ પુરૂં થતાં) બસ બસ! આજનો રોશન રોજ ખરો ખુશબખ્ત સારાં શહેરમાં આશકારા થયો છે. ખરા પરસેવાની રોટલી હંમેશ મીઠી હોય છે, તેમ અતી જેહમતે જીતેલી આ છેલ્લી લડાઇએ આ ભુમીને જે ભારે હરખ ઉપજયો છે તે બીલકુલ કુદરતી છે, અને તોબી (અર્દેશીરને) અને નેકખાંહ બુઝોર્ગ, એ ફતેહને માટે હું મારા સરદારોને કોઈ રીતે હેસાંનમંદ નથી. હેસાંનમંદ તને અને તારા આ બે શુરા સપુતોને હું અને મારી તમામ રૈયત છીએ, કે જેઓએ ફીરેસ્તા તરીકે અતરે ઉતરી આવી મારાં દેશની નોંક જાલવી છે. હેસાંનમંદ હું તે એક જવાંનને છું કે જેણે મને મોહતનાં મોંમાંથી બચાવી લઈ નહી ધારેલું જીવતદાન આપ્યું, અને તોબી અફસોસ કે તેને પુરો જોઇ પીછાંણી લઉં, અથવા હેસાંનના કાંઇક સુખનોનો નીરજીવ સરોપાવ આપું તેનાબી પેહેલાં તે ગોયા પાતાલમાં ગુમ થઇ ગયો. અફસોસ, શું તેની કશીજ ભાલ નહીં મલી?

**બાબક**—સરતાજ શાહ, જીવતાંઓ તેમજ લડાઇમાં કપાઇ મુએલાંઓ વચ્ચે તેની ખોલ ચલાવામાં કશી કસુર કરવામાં આવી નહીં, પણ તે મુએલો કે જીવતો હાથ આવી શકયો નથી.

---

* "ઝેબનઝર અને શીરીન"ના ખેલનાં ગાયણોમાંથી ઉતારો.

**તેહેમાસ્પ**—દોસ્તો, ત્યારે હવે હું તમારી ઓલખનો ઉમેદવાર છું. મને કેહશો તમો કોણ છો?

**અર્દેશીર**—અએ તાજદાર શાહ, અમો ત્રણ પરદેશી મુસાફરો છીએ, અને તારાં દેશની દાઝે તું તરફથી લડવાને અમોને આગલ પાડ્યા છે તે વતરોગે બીજું શું કહીએ?

(એક નોકર આવે છે.)

**નોકર**—અએ નેકકેરદાર શાહ તું ઘણું જીવો. આજના ખુશી ખુરમીના રોજમાં હું માંઠાં ભાયગે બુરી ખબરનો લાવનાર છું.

**તેહેમાસ્પ**—(અચરતીથી) બુરી ખબર? અને તે શું?

**નોકર**—તું નામવરની રાંણી તેહેમીના તે કીરતારની દરઘાહે પોંહોંચી છે.

**તેહેમાસ્પ**—(ગભરાતથી) તેહેમીના! મારી રાંણી તેહેમીના? તે શું મરણ પાંમી?

**નોકર**—હા નામવર, અને મરતી વખતે મોહતનાં બીછાંણાંપર તેણીએ પોતાની છાતી કેટલાક ખુલાસાઓથી ખાલી કરી, જે તેણીનાં મોહતપર માહેતમ કરવાને આપણને જરાબી કારણ આપશે નહીં.

**તેહેમાસ્પ**—(વધતી અચરતીથી) એટલે? ખીદમતગાર તું શું કહેછે?

**નોકર**—તો સાંભલ શાહ કે તે પોતાનાં પાપોના પસ્તાવા વચ્ચે સૌની માંરી ચાહી મુઇ છે. પ્રથમ તો તેણીએ કહ્યું કે તે તને કદી ચાહતી હતીજ નહીં, અને તેથી તારા સઘલા ખોરાકમાં એક ધીમી અસરનું તે આજ કેટલુંક થયું ઝેર ભેલતી હતી, અને તેમ કરતાં તને જાનથી મારી પોતાના સગા આલમગીરને તે રાજ અપાવા માંગતી હતી.

**તેહેમાસ્પ**—તેણે એમ કહ્યું? ઓ નાપેકાર ઓરત!

**નોકર**—વળી તેણીએ કહ્યું કે તું નામવરની બેટી ખુશચેહેર તેના સગા આલમગીરને નહીં પરણી માટે તેનેબી તે ખરાં જીગરથી ધીક્કારતી હતી, ને તે જો આ મકાંન મુકી નાહશી જતે નહીં તો તેનેબી તે કોઇ દાવ સાંધી જાનથી મારતે.

**તેહેમાસ્પ**—અરેરે કેવા ઝેરી સર્પને મેં કાંઇક વરસોથી મારી છાતીમાં મારા પ્યારથી ઉધાર્યો, પણ પછી?

**નોકર**—એ એકરારો કીધા પછી તેણી માંરી ચાહતાં મુઇ.

**તેહેમાસ્પ**—અરેરે અફસોસ, કેવી બદકાર ઓરતની પાપભરી સમજાવતપર ભોલવઇ મેં મારી નીરદોશ બેટીપર હજારો જફા ગુજરાવી, અને સેવટે તેણીને આ મકાંન મેલી જવાની ફરજ પાડી! તેનાં ગુમ

થવા પછી તેની કશી ભાલ મલી નહીં, અને તે મુઇ કે જીવે છે તે પણ મને ખબર નથી પડતી. ખુદા મારા હાલ પર દયા કરો! આલમગીર તેની સોધમાં ગયો તે પણ પાછો ફર્યો નહીં.

**બેહુમન**—તે મારા હાથ પર માર્યો ગયો. નેક કેરદાર શાહ, તે તકોબરીથી રગેરગ ભરેલો હતો અને વગર છેડતીએ મારા સાથ લડાઇ માંગી એટલે મને તેને માર્યાવના ચાલ્યું નહીં, અને હમણાં તે સીનર શેહર માંહેલી મેહરઆવર નદીનાં નીરમલ નીર હેઠે હંમેશગીની ઉંઘે ઉંઘે છે.

**તેહેમાસ્પ**—હું તને ઠપકો દેતો નથી. તે છોકરાની સઘલી ગરૂરી અને બેવકુફી હવે મારી આંખ હેઠે આવે છે એટલે તેં કહેલી વાતપર બેવિશ્વાસ બતાવાને મને કશી જરૂર નથી. (કેદીઓને) અને હવે મારાં શાંત શેહેરની સમાધાંનીમાં ખલલ કરનાર આ સઘલા કેદીઓને ગરદન મારવાની હું સજા ફરમાઉં છું.

**જામાસ્પ**—સરતાજ શાહ, મારી એક અરજ સાંભળ. તેં અમો સંધાને ગરદન મારવા ફરમાવ્યા તો તે ફરમાંન સામે અમો લાચાર તાબેદારીનાં સર જેકાંવીએ છીએ, પણ આ (ખુશચેહરને બતાવીને) છોકરો મારો એક નોકર છે. તે તારાજ દેશની ભુમીપર જન્મેલો છે ને તેથી દીલે તારાં દેશની દાઝ અતીશે ધરાવે છે. એ મારા સાથ લડાઇમાં આવ્યો હતો પણ તું સામે લડયો નથી, તો એને મારવો નાસુનાસેબ છે. એવો નીમકહલાલ, એવો મયાલું, અને એવો ભલો નોકર કોઇનો થશે નહીં. એનું હોસાંનજ એવું છે કે એનાપર એક નજર નાંખનારની આંખ દયાનાં આંસુઓથી ભરાઇ જાય. એની તરફથી મારી કાકલુદીભરી અરજ સાંભલ, ને અમો સઘલાઓને મારી એને બચાવાની બક્ષેશ કર.

**તેહેમાસ્પ**—(ખુશચેહેરને) છોકરા, તું કોણ છે?

**ખુશચેહેર**—હું એક વ્હાલાં વગરનો નાવારેસ ગરીબ છોકરો છું, અને મારૂં નામ બેજન છે.

**તેહેમાસ્પ**—તારો ચેહરો ઘણોજ મારાં ધ્યાંનમાં આવે છે, અને તું તરફ મારૂં દીલ દયાના કાંઇક નહીં સમજાએ એવા હજારો જુસ્સાઓથી દોડે છે. જા છોકરા, હું તને જીવતો મેલું છું.

**ખુશચેહેર**—ત્યારે તો મારી એક અરજ પણ સાંભલ અએ શાહ.

**તેહેમાસ્પ**—બોલ, બોલ, તારો ચેહરો હવે મને યાદ પડે છે ત્યારે મારી ગુમ થયલી એક બેટીને એવો તો આબાદ મલતો આવે છે. કે તું જે માંગે તે બખ્શવાને હું દીલોજાનીથી કબુલ થાઉં છું.

**જામાસ્પ**—છોકરા, મેં તારી જીંદગી બચાવી તેનાં હેસાંનમાં હું જાણું છું કે તું મારી જીંદગી માંગશે, પણ તેમ કરવાની—

**ખુશચેહેર**—નહીં મેહરબાંન, હું તે નથી માંગતો, અને તે વાસ્તે જો તમારી નજરમાં હું, નીમકહરામ ઠરૂં તો મને માફ કરશો, પણ મારે શાહ પાસથી એક એથીબી વધુ જરૂરનું માંગી લેવું છે, અને તે એક એકાંતમાં માંગવું છે.

**તેહેમાસ્પ**—હું તને એકાંતમાં સાંભળવા બી રાજી છું.

(તખ્ત પરથી ઉતરી આવી એકાંતમાં વાત કરે છે.)

**બેહમન**—(બાજુએ) બેરાદર બખ્તાવર, તને શું લાગતું નથી કે જે છોકરાને આપણે મુએલો જમીનમાં દાટયો તેજ જીવતો થઇ અતરે પાછો ફર્યો છે?

**બખ્તાવર**—બેરાદર, હું પણ ત્યારનો તેજ ખ્યાલમાં ગુંચવાઊં છું. તેજ સાહદ, તેજ હોસાંન, તેજ મીઠાસ, સઘલું તેજ!

**અર્દેશીર**—સાંભલો, સાંભલો, બેટાઓ. દુન્યામાં એકમેકને હુબહુ મલતાં હજારો આદમીઓ વસતાં હોવા જોઇએ, કેમકે જો મુએલાં જીવતાં થાય તો કેઆમતનો દહાડો માંથે આવેલો હોવો જોઇએ. જો તે તેજ છોકરો હોય તો શું આપણને તુરત ઓલખીને બોલાવે નહીં?

**ખુશબખ્ત**—(મનસે) આ છોકરો શાહનાં કેહેવા મુજબ મારી મરનાર નારને દરેક રીતે મલતો આવે છે. પણ તે કયાંથી હોય? તે શું મુઈ નથી? તેને મારનાર બાબક મારી સામે ઉભો છે, અને તેની નેકીનું જવાહીર લુટનાર હોસંગ મારી સંફમાં ઉભો છે તો એ ખુશચેહેર કેમ હોય? આહા! દુઃખે કરી મારો અવતાર શું એટલો બધો ફેરવાયો છે કે આજુ બાજુનાં આ સઘલાં ઓલખીતાંઓમાંથી કોઇબી મને પીછાંણી શકતું નથી?

**તેહેમાસ્પ**—(બાહેર આવી) આવ છોકરા, મારી બાજુએ ઉભો રેહ અને તું પોતેજ તે સવાલ કર. (હોસંગને) અએ જવાંન, આ છોકરો જે પુછે તેનો ખરો જવાબ આપજે, અગર નહીં તો આ ઘડીએ તારૂં સર તારાં તનથી જુદું કરવામાં આવશે.

**ખુશચેહેર**—(હોસંગને) તો આ દરબાર વચ્ચે હું તને પુછું છું કે આ તારાં આંગલાં પર જે વીટી છે તે કોણની છે ને તારા હાથમાં કેમ આવી?

**ખુશબખ્ત**—(અચરતીથી) અરે! તે એ શાનું પુછે છે?

હોસંગ—(ગુઠણુપર પડી) અએ શાહ, મોહતે મને બેઉ બાજુએ ઘેરી લીધો છે. હું સાચ્ચું કેહેવશ તો તારી ખફ્ગીમાંથી બચનાર નથી, ને હું જુઠું કેહેવશ તોબી તારા જલ્લાદની શમશેરથી હું બચવાનો નથી.

તેહેમાસ્પ—તો સાચ્ચુંજ કેહે. તું સાચ્ચું કહેવાથી મને કેમ ગુસ્સો ચઢશે તે હું સમજી શકતો નથી.

હોસંગ–શાહ, આ વીટી માટે આ દરબારમાં હું તારોજ અપરાધીછું.

તેહેમાસ્પ—(અચરતીથી) મારો!

હોસંગ—હા, તારો. સાંભલ અએ શરીયતપનાહ શાહ કે જે ભલા જવાંન ખુશબખ્તને તેં દેશનિકાલ કીધો તેને તેની પરણેતર તે તારી પાકજાદ બેટી ખુશચેહેરની એ એક ભેટ હતી. ખુશબખ્ત સાથે એક દહાડે–ઓ બુરો તે દહાડો, હીણો તે અવસર!–મને જીત પડી, અને ઓરતની વફાનદારી વીશે સવાલ ઉઠયો. ભલા ખુશબખ્તે ખુશચેહેરની બખજા સીફતથી મારાં હલકાં જીગરમાં અદેખાઇનું ઝેર વસાવ્યું, અને તેથી તે અબલાને જીતવાની હીચકારા કરારથી હું ત્યાં આવ્યો. પણ ખુશચેહેરે મારી લેચ્ચાંનતી મકસદ તું:કારથી હરકાટી કાઢી, અને હું મારી બુરી નેમમાં ઉંધો પડયો–એટલે ઓ ખુદા! મારી શરત હારવાની નામોશીએ મને ઠગાઇ કરવા લલચાવ્યો, અને જુઠાં કાવતરાંથી હું મારી શરત જીત્યો, જેથી આ વીટી મારા હાથમાં રહી, પણ તેં કંગાલ પલ પછી હું પોતે કંગાલ થઈ ગયો છું. હું સેતાબગર નાહશી ગયો, પણ એ પાપનો ભાર મારી છાતી ખમી શકી નહી.

ખુશબખ્ત—(તેનાં આંગપર ધસી) ઓ માહા ચંડાલ, તું આ સઘલું શું કહેછે? હુંજ તે ખુશબખ્ત છું ને તું કરપીણુનાં કેહવાપર ઠગાઇ મેં પોતે મારી ફીરેસ્તાઇ નારનો જીવ લેવાડયો છે તો તું—

(મારવા કરે છે.)

તેહેમાસ્પ—(તેનો હાથ પકડી) સબર અએ જવાંન સબર, ત્યારે અંતે શું બેટી ખુશચેહેર મુઇ? બેટી, મારી બેટી. (ગમ ખાય છે)

ખુશબખ્ત—હું અપંગ હાલતે હવે જીવી શકતો નથી. મારી વફાદાર નારનું ખુન કરાવી હવે હું કરપીણુ આ જેહાંન ઠડી શકતો નથી. ખુશચેહેર વ્હાલી ખુશચેહેર મને માફ———(એક સિપાહનું ખંજર ખેંચી આપઘાત કરવા જાયછે)

ખુશચેહેર—(તેનો હાથ પકડી) સબર અએ આકલા જવાંન, એ-ટલો અધીરો ના પડ.

**બાબક**—હવે ત્યારે મારે ખુલ્લાસો આપવો છે. અએ શાહ, ખુશ-બખ્તનો હુકમ મને તુંજ નેકખાંહની તે પાકજાદ બેટીને જંગલમાં લઇ જઇ મારી નાંખવાનો હતો, જે હું અરધો બજા લાવ્યોછું. તે અબલાને હું જંગલમાં એકલી મુકી આવ્યો પણ મારી નાંખી નહીં.

**ખુશચેહેર**—અને તેજ અબલા ત્યાં હાજર છે. (મરદનો પોશાક ઉતારી) પીતાજી, ભરથાર, હું તમોની તાબેદાર ખુશચેહેર—

**ખુશબખ્ત**—ખુશચેહેર ! મારી દેલરૂબા.

(સઘલાં ભેટે છે.)

**તેહમાસ્પ**—(ભેટીને) મારી બેટી, હું તને મારા આશીરવાદથી નવાજુંછું. બેટા ખુશબખ્ત તને મારા જમાઇ તરીકે કબુલ રાખવાને આજે હું શરમાતો નથી. આવ મારી ગોદમાં.

**ખુશચેહેર**—(અર્દેશીરને) અએ બુજોર્ગ બાપ, બેરાદરો બખ્તાવર અને બેહમન હું તેજ બેજન છું કે જેને ભાઇના પ્યારથી ચાહી જંગલ વચ્ચે તમોએ આશરો આપ્યો હતો. બાબક, તેં આપેલી શીશોઇમાંની દવા પીતાં હું બેફાંમ થઇ હતી—

**બેહેમન**—અને અમોએ તને મુએલી સમજી દાટી હતી. અએ બેહેન, આજ સુધી અમો તને ભાઈ કહેતા હતા પણ હવે તું અમારી બેહેન થઈછે. તું અમોને ભાઇઓ કેહતી હતી અને અમો તારા ભાઇ-ઓજ છીયે.

**અર્દેશીર**—અને સાંભલો, એ ભાઇઓ સગા ભાઇઓ છે. આજે ખુલાસાપર ખુલાસા થાએછે તેવા આરસામાં મારા બેટાઓ મને કબુલ કરવા દો કે જેને આજ તુલક તમો બાપ કરી પીછાંણોછો તે તમારો બાપ નથી.

**બખ્તાવર** }—બાપ નહીં ? બુજોર્ગ બાપ
**બેહેમન** }—એ શું કહોછો ?

**અર્દેશીર**—નહીં મારા બેટાઓ, તમારો સગો બાપ તો આ તાજ-દાર શાહછે.

**બખ્તાવર**
**બેહેમન** }—શાહ તેહમાસ્પ અમારો બાપ !

**તેહમાસ્પ**—અએ બુઢા તું તું મને હરખથી ધ્રુજાવે છે; બોલ અરે બોલ, એ વલી શું નવો ભેદ છે ? શું સત યકીનથી તું ખરૂંજ કહેછે કે બાવીસ વરસ પર ગુમ થઇ ગએલા આ મારા બેટાઓ કામ-

યાબ અને રેહેમન છે, અને તું કોઇજ નહીં પણ અતરેથી દેશનિકાલ પામેલો મારો અસલી દરબારી માહીયાર છે?

**અર્દેશીર**—હા નામવર. હું તે દાદગરને હાજર નજર ગણી કહુંછું કે આ બેટાઓ મારૂં નામ જે અર્દેશીર જાણે છે ને ખરૂં નથી પણ અ-મસ્થું ધારણ કરેલું નામ છે, જ્યારે મારૂં ખરૂં નામ તો માહીયાર છે, ને તેજ રવેસે આ બે બેટાઓનાં જે બખ્તાવર અને બેહમન કરી નામ છે તે પણ ખરાં નામો નથી પણ મારાં આપેલાં નામો છે, જ્યારે એ બેટાઓનાં ખરાં નામો તો કામયાબ અને રેહેમન છે.

**તેહમાસ્પ**—(હરખથી) મારા બેટાઓ!

**બેહમન**
**બખ્તાવર** }—ઓ શેહનશાહા બાપ! (તેઓ ભેટે છે.)

**તેહેમાસ્પ**—કેવો અચબુચો, કેવો નહીં ધારેલો, કેવો હરખ ભરેલો મેલાપ! આજનો ભાગ્યશાલી દન એકજ આશીરવાદ મારાપર વરસા-વીને રેહતો નથી, પણ મારા બેટાઓ તમો અને મારી ગુલરૂબા બેટી તુંએ મને મલી આવી મને હરખથી દેવાંનો બનાવ્યો છે.

**બખ્તાવર**—બેરાદર બેહમન, આજથી આપણાં ખોટાં નામો ઉ-તારી આપણે ખરાં ધારણ કરીશું, માટે રેહમન, જેને એક બેગાંનો છો-કરો જાંણી છુપા પણ કુદરતી હરખથી સાથે રાખી તે કોઇજ નહીં પણ આપણી સગી બેહન હતી એ માનવાને આજે ગોયા શક પડે છે.

**તેહેમાસ્પ**—માહીયાર, મારાં ફરજંદોથી મને જુદો કરી તેઓની જીંદગી વીશે તેં મને એવો નિરાશ કીધો હતો કે કાંઇક વરસોથી તેઓને ફરીને જીવતા જોવાની આશા મારી રગેરગમાં મરણ પાંમી હતી, અને તોપણ તેજ બેટાઓની દલેરીથી મારા શેહેરની નોંક રહીછે તે તેં તેઓને આપેલી તરબીએતથી થયુંછે, એટલે હું તુંએ મારા સામે કરેલા આ ઘોર અપરાધની તને સજા ફરમાવી શકતો નથી. હું તને સઘલું માફ કરંછું, અને મારા વિશ્વાસમાં પાછો લઊંછું.

**બેહમન**—અએ શાહનશાહ બાપ, અને તેમ કરવામાં તું એક લાયક માણસને ખરો ઇનસાફ આપી અમો બંને ભાઇઓનાં દીલ ખુશીથી ભરેછે. માહીયાર એક બાપ નહીં છતે એક સગા બાપથી અમો સાથે આલે હતો, અને એને અમો બાપ તરીકે ચાહતાં શીખ્યા છીએ તે ચાહા આ ખરી હકીકત જાહેર થવા પછીથીબી એક લેશ ઘટવાનો નથી. તું તરફ એણે અપરાધ કીધો તે વાત ખરી, પણ એના તરફનો તારો ગેર-

ઇનસાફ એવો તો ખરેખરો, દેખઇતો અને દુઃખ ભરેલો છે કે તેની આગમાં એણે એ લીધેલાં પગલાં માટે એને ઠપકો દેવાને જરાએ જગ્યા રહી નથી, અને એણે અમોને આપેલી તરબીએત એવી કીસમની છે કે જેથી તું નેકખાંહને અમોને તારા બેટાઓ તરીકે કબુલ રાખવાને કશું શરમાવું પડતું નથી, તો એ સઘલાં માટે આપણે એ ભલા ખુદાનાજ આભારી છીએ.

**તેહેમાસ્પ**—ઠીક છે, તો આ ખુશીનાં હીંગામમાં આ કેદીઓની અતરેની હાજરીથી ગમગીનીનો ઓલો પડવો નહીં જોઇએ. લઇ જાઓ એ બુરાઓને——

**ખુશચેહેર**—નહીં ઓ બાપ, જરા સબુર. સરદાર જામાસ્પે મારી તરફથી બોલી મારી જીંદગી બચાવી છે તો તેવા એક કદરદાંન મર્દ તરફથી હું નહીં બોલું એવી તું કેમ વકી રાખે છે? સરદાર જામાસ્પ મારી એકલવાઇ હાલતમાં મારો દાદખાં વાલી અને દોસ્ત થયો હતો, તો મારી મીનતજારીભરી અરજ એ છે કે તું એને અને એના સાથીઓને તેઓની ખતા બખ્શી ઓર આ અતી ખુશીના હીંગામમાં આપણે ત્યાં એક બે રોજ દોસ્તો તરીકે મહેમાન રાખ.

**તેહેમાસ્પ**—મારી બેટી, મારા અવિચારથી તારાપર મેં એવા ગજબો ગુજરવા દીધા છે કે હવે તારી એકે અરજ પાછી ફેરવવાને મારૂં દીલ ચાલશે નહીં. મારે કબુલ છે. છોડી મેલો એ કેદીઓને.

(કેદીઓને છુટા કરે છે.)

**હોસંગ**—(ગુડણપર પડી) સઘલાંઓના સઘલાં સંકટનું હું મુલ છું, માટે અએ શાહ મારી અતી હીચકારી અને બેયાનતી તકસીર માટે હું માંફ માંગવાને લાયક નથી, અને મારી તરફથી જબાંન હીલવી મને માંફ કરવાની અરજ ગુજારનારૂં અતરે કોઇ નથી એટલે—

**ખુશબખ્ત**—તે અરજ હું ચાહી લઊં છું. અએ શાહનશાહ બાપ, આજની આ ભારે ખુશબખ્તી વચ્ચે મોહતનો અમલ નહીં ચાલે તે માટે જોકે આ બુરાની તકસીર અતી મોટી છે તોપણ એને માંફ કરી પડતો મેલવાને હું મીનતગુજારી કરૂં છું.

**તેહેમાસ્પ**—એ નીચને પણ હું એની તકસીર બખ્શું છું. (હોસંગને છોડી મેલે છે) અને હવે અફસોસ એટલોજ છે કે જે જવાંને લડાઇની ધમાલમાં એક અતી જોખમભરી પલે મારો જાન ઉગાર્યો છે તે તે મારીથી લાયક સરોપાવ પામવાને ત્યાં નથી.

**ખુશબખ્ત**—નહીં શાહ તું ભુલે છે. તે હાંજ છે ને તે તે સરોપાવ પાંમી ચુકયો છે. તે હુંજ છું અને તારી પસંદગી સાથે આ મારી મોહરદારને મારે એથે લેવામાં હું કુલ જગતનું સુખ અને કુલ જેહાંનનો સરોપાવ પામ્યોછું. એ મારી ગુલરૂખા હોસંગ જેવા બદમાસોને અતી બેમુલ ઢડો શીખાડે છે. જે બદકારો પોતાનાં પાપની ગરૂરીમાં એમ ધારે છે કે ઓરત જાત નીતી અને નેકીથી ખાલી છે તેમનાં ગંધીલાં મોં ચુપ કરવા માટે મારી ખુશચેહેર જેવી પાકજાદ નાર જગતમાં એક નહીં પણ અનેક છે. તેવી નારો ભરથારની મગરૂરી, ખાનદાનની શોભા અને કુલે આલમની નેકનામી છે, અને તેવી નારોનો અપજશ બોલવા નીકલેલા હીચકારાઓ અંતે નીચા અને ઊંધા છે.

**તેહમાસ્પ**—અને હવે મારાં બચ્ચાંઓ, તમારાપર વીટેલા હાંદેસાઓનો વીગતવાર અહેવાલ એકાંતમાં જાંણવાને એવી આતુર અધીરાઇથી મારૂં જીગર તલપે છે કે એક ખુશીનાં ગાએણુ સાથ આજની આ મીજલસ હાંજ બરખાસ્ત કરી આપણે જઇશું, માટે—

ગ. ગ. અ.

(ઇંગ્રેજી ચેહ.)

ખુશ ખુશ અવાજે ગાઓ એકવાર,
નેકી બદીનો આપી સામટો ચિતાર,
સાચ્ચો કીધો જે સાદો સંસાર સાર,
(કે) આખેર બદીની હાર!
નીતી નેકીની છે નવાજેશ બેમુલ,
સુખ છે સમાયું તેમાં અતી અતુલ,
સફલ સંસાર સદગુણીઓનો કુલ,
બદકારી છે અંતે ધુલ!!

---

સમાપ્ત.